છે તેનો એક મ્હાટો સંગ્રહ કર્યો છે. અને તે ઉપરથી સત્યાર્થ પ્રકાશનું સત્યપણું જણાવવા અને તે દ્વારા જે દેશમાં અનૈક્યતા, અજ્ઞાનતા ઈત્યાદિની વૃદ્ધિ થવા સાથે નાસ્તિકતા ફેલાય છે તેને રોકવાની ખાતર તે સંગ્રહને પ્રકાશિત કરવાનો વિચાર છે. આ સંગ્રહ મ્હોટો હોઇ તેને બહાર પાડતાં વિલંબ લાગશે, તેથી હાલ સત્યાર્થપ્રકાશની અમુક ભૂલો કેટલાક મિત્રોના આગ્રહથી આ ન્હાના પુસ્તક દ્વારા બહાર પાડવામાં આવી છે.

પહેલી આવૃતિમાં તેના પ્રકાશકે સ્પષ્ઠ લખ્યું છે કે—"पंडित और महात्मा पुरुष इसकी यथावत् समालोचना करेंगे तेमज स्वामीजीએ પણ કેટલીક વાર પોતાને અપૂર્ણ સમજી તેમના વિચારો અને પુસ્તકોની સમાલોચના કરવાની આજ્ઞા આપી છે. તેથી તેમના સત્યાર્થપ્રકાશની આ સમીક્ષા પ્રકાશિત કરવામાં આવી છે, અને મ્હને આશા છે કે સત્યાર્થપ્રકાશના પ્રકાશકો અને અન્ય આર્યસમાજના વિદ્વાનો આ સમીક્ષા વાંચી તેમાં બતાવેલી ભૂલોને સુધારશે અથવા મ્હારા લખવામાં કાંઇ ભૂલ હોય તો તે મ્હને જણાવશે. આ પુસ્તક કોઇનું દીલ દુઃખાવવા માટે અથવા દ્વેષને લીધે નહિ પણ યથાર્થ સત્યનો પ્રકાશ કરવા માટેજ પ્રગટ કર્યું છે. અંતમાં આ પુસ્તક તૈયાર કરવામાં પરોક્ષ અપરોક્ષ રીતે જે જે સજ્જનોની સહાયતા મળી છે તેમનો તથા સદ્બુદ્ધિ આપનાર પરમાત્માનો ઉપકાર માની આ પ્રસ્તાવના પૂરી કરૂં છું

પ્રકાશક.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૮ | तद्रुका | तद्रुक्ता |
| ૨ | ૬ | ग्रास | ग्रासे |
| ૬ | ૧ | वेद् | वेद् |
| ૭ | ૧૮ | वावा | बावा |
| ૧૧ | ૫ | बोद् | षोड |
| ૧૧ | ૨૦ | यौविनं | योवेनं |
| ૧૨ | ૧૭ | च्राव | च्राविं |
| ૧૫ | ૧૫ | ब्रश्व | ब्रह्म |
| ૧૫ | ૧૬ | पते | पेत |
| ૨૨ | ૩ | इवहे | द्रुहे |
| ૨૬ | ૨૧ | स्तव | स्व–स्त्व (સત્યાર્થપ્રકાશમાં स्व છે તેપણ ખોટું છે, પરંતુ स्त्व જોઇએ) |
| ૨૬ | ૨૨ | देताहि | दत्तं हि |
| ૨૭ | ૧૦ | यात्वीत्व | सात्वेद |
| ૨૭ | ૨૨ | द्वातया | द्वितीयो |
| ૨૮ | ૧૩ | विविदे | विविद |
| ૨૮ | ૧૯ | गन्धर्वाय | गन्धर्वाय गन्धर्वो |
| ૩૦ | ૩ | आघाता | आघात |
| ૩૦ | ૪ | नृषमाय | वृषभाय |
| ૩૦ | ૧૩ | कामार्थ | कार्यार्थ |

| | | | |
|---|---|---|---|
| ૩૦ | ૧૮ | वेद्यान्दे | वेद्याद्वे |
| ૩૧ | ૬ | अङ्कद | अङ्काद |
| ૩૩ | ૨૨ | विप्रषु | विप्रेषु |
| ૩૪ | ૧૧ | बाह्मणा | ब्राह्मणो |
| ૩૯ | ૧૫ | पुराणानि् | पुराणानि |
| ૪૧ | ૨૦ | પાઠ | પતો ( સ્થાન-ઠેકાણું ) |
| ૪૨ | ૧ | बहुस्यान् | बहुःस्यां |
| ૫૫ | ૧૪ | पुरूरूपइर्यते | पुरुरूपईयते |
| ૫૮ | ૨૨ | तद्धिक्षार्थ | तद्विक्षार्थ |
| ,, | ,, | मेवार्थेभि | मेवाभि |

આ શિવાય બીજી પણ કેટલીક ભૂલો રહી ગઈ છે તે આવતી આવૃત્તિમાં સુધારવામાં આવશે.



# આર્યસમાજીઓને આમંત્રણ.

સ્વામી દયાનંદ સરસ્વતી સંસ્થાપિત આર્યસમાજના સમસ્ત અનુયાયીઓને પ્રેમપૂર્વક આમંત્રણ કરવામાં આવે છે કે આ પુસ્તકમાં જે સ્વામી દયાનંદકૃત સત્યાર્થપ્રકાશની ભૂલો અને તેના પરસ્પર વિરૂદ્ધ લખાણોના સંબંધમાં વિચારો પ્રદર્શિત કરવામાં આવ્યા છે તે ઉપર યોગ્ય વિચાર કરે.

અમોને અનેકવારના અનુભવ ઉપરથી એ સ્પષ્ટ જણાઇ આવ્યું છે કે આર્યસમાજીઓ કાગજી ઘોડા દોડાવવા શિવાય શાસ્ત્રાર્થ કરવા તત્પર થતા નથી, તેથી તેમની સાથે શાસ્ત્રાર્થ કરી તેમની ભૂલો બતાવી તેમને સન્માર્ગ બતાવવો એ અશક્ય છે, એમ સમજી આ પુસ્તક પ્રકાશિત કરેલ છે, અને બીજાં પણ કેટલાંક આવાંજ પુસ્તકો પ્રકટ કરવાનો વિચાર છે.

અમોને આશા છે કે જે લોકો સમાજના રહસ્ય અને ગ્રન્થોથી અજ્ઞાત હોવા છતાં તેના ઉપદેશકોની જાળમાં ફસાઇ ગયેલા છે, તેમનો આથી ઉદ્ધાર થશે અને પોતાના વૈદિક સનાતનધર્મના સિદ્ધાન્તોને સમજવા તત્પર થશે.

આ પુસ્તકના સંબંધમાં જેઓ કોઈ પ્રકારના વિચારો જણાવે તેઓને મ્હારી વિનંતિ છે કે તેની એક નકલ મને મોકલાવી આપે, જેથી તેનો યોગ્ય ઉત્તર આપવાની અનુકુળતા થાય.

કાર્તાતિક.

श्रीहरिः

# સત્યાર્થ પ્રકાશ સમીક્ષા.

---

हरिः ॐ

शन्नो मित्रः शं वरुणः । शन्नो भवत्वर्यमा ।
शन्न इन्द्रो बृहस्पतिः । शन्नो विष्णुरुरुक्रमः ॥
नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि
त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतं वदिष्यामि ।
सत्यं वदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु ।
अवतु माम् । अवतु वक्तारम् ।

ॐ शान्तिः शान्तिः शान्तिः

( तैत्तरीयोपानिषत् )

ओमित्येकाक्षेरणैव व्याप्तमेतच्चराचरम् ।
वेदबीजात्मने तस्मै त्रिरूपाय नमो नमः ॥

(૧) સત્યાર્થપ્રકાશના પૃષ્ઠ ૧લામાં "ઓમ્ સચ્ચિદાનંદે-શ્વરાય નમો નમઃ" એમ તેમણે પોતે લખ્યું છે; વળી પૃષ્ઠ ૨૨ માં તેઓ લખે છે કેઃ—" આધુનિક ગ્રંથોમાં જે 'શ્રીગણેશાય નમઃ, શિવાય નમઃ, નારાયણાય નમઃ ઇત્યાદિ લખેલું જોવામાં આવે છે, તેને બુદ્ધિમાન લોકો વેદશાસ્ત્રોથી વિરૂદ્ધ હોવાથી મિથ્યા

નાવટી ઉત્તર ! પણ બાવાજીના પ્રતિનિધિ કે ચેલાઓને પૂછવું જોઇએ કે કહો પૃષ્ઠ ૩૭માં "विश्वानि देव" અને ગાયત્રી મંત્રથી આહુતિ દેવાનું લખ્યું છે, તેમાં હોમના લાભનું વર્ણન ક્યાં છે? એજ રીતે સંસ્કાર વિધિમાં પણ જે મંત્રોથી હોમ કરવાની આજ્ઞા છે, તેમાં પણ હોમના લાભનું વર્ણન તો છેજ નહિ, તો પછી આ સ્વામીજીનું મિથ્યા ભાષણ છે? કે અજ્ઞાન છે?

(૧૫) પૃષ્ઠ ૩૯ માં લખે છે કે "કુલીન તથા સારાં લક્ષણવાળો શૂદ્ર હોય તો તેને મંત્રસંહિતા (વેદ) સિવાય બધાં શાસ્ત્ર ભણાવવાં." અને પૃષ્ઠ ૬૬ માં લખે છે કે "શૂદ્ર અને અતિશૂદ્ર વગેરેને માટે વેદ ભણવાની આજ્ઞા છે." એ પ્રમાણે એક ઠેકાણે શૂદ્રને વેદ વિના બધાં શાસ્ત્રો ભણવાની અને બીજા ઠેકાણે ખાસ વેદ ભણવાની આજ્ઞા લખનાર અનવસ્થિત લેખકને ધન્ય છે! વળી પૃષ્ઠ ૮૨ માં ત્રણે વર્ણોને વેદાધ્યયન અને શૂદ્રોને ત્રણે વર્ણોની સેવા કરવાનું લખી, તે એકલા શદ્રનું ગુણકર્મ લખનારને ફરી પણ ધન્ય છે!

(૧૬) પૃષ્ઠ ૪૦ માં "ચોવીશ વર્ષ બ્રહ્મચર્ય પાળવાથી ૭૦ થી ૮૦ વર્ષનું આયુષ્ય થાય છે, વળી ૪૮ વર્ષ સુધી યથાવત્ બ્રહ્મચર્ય પાળે તો તેનું આયુષ્ય ૪૦૦ વર્ષનું થાય છે." એમ સ્વામીજીનું લખવું છે તો સ્વામીજીનું પોતાનું આયુષ્ય માત્ર ૫૯ વર્ષનુંજ થયું, ત્યારે એમણે પોતે કેટલાં વર્ષ સુધી યથાવત્ બ્રહ્મચર્ય પાળ્યું હતું? તે જાણવા જેવું છે! વળી સં. ૧૯૩૩ ની છપાયલી સંસ્કાર વિધિના પૃષ્ઠ ૧૦૧ માં લખ્યું છે કે–"જો ૪૮ વર્ષ સુધી બ્રહ્મચર્યાશ્રમાનુષ્ઠાન કરે તો તેની ઉમર ૧૦૦ વર્ષથી ઓછી થાયજ નહિ. આ લખાણ સત્યાર્થ પ્રકાશની વિરૂદ્ધ છે. બંનેમાંથી

એક તો અશુદ્ધ–ખોટું છેજ. પણ સ્વામીજીએ પોતે તો ૩૦ વર્ષ સુધી પણ બ્રહ્મચર્યાશ્રમાનુષ્ઠાન કર્યું નહોતું! એ વાત સ્પષ્ટ સિદ્ધ થાય છે! કારણ ૪૮ વર્ષ બ્રહ્મચર્ય પાળનાર જો ૧૦૦ વર્ષ જીવે તો સ્વામીજી તો ૬૦ વર્ષની અંદરજ ગુજરી ગયા. માટે ૧૦૦ માં ૪૮ તો ૬૦માં આશરે ૨૯ વર્ષજ આવે! ત્યારે બાવાજીના બાકીના ૩૦ વર્ષ બ્રહ્મચર્યથી ગયા કે કેમ? સ્વામીજીએ પોતાના જીવન ચરિત્રમાં પોતાને લગ્ન સંબંધી સ્વપ્નાઓ આવવાનું લખ્યું છે, વખતે તેમ સ્વપ્નમાંજ બ્રહ્મચર્ય સમાપ્ત થયાનું એ ફળ હોય!

(૧૭) પૃષ્ઠ ૪૧ માં લખે છે કે "**तिस्रोऽवस्थाः शरीरस्य वृद्धिर्यौवनं संपूर्णता किंचित्परिहाणिश्चेति! आषोडशाद्वृद्धिः आपंचविंशतेर्यौवनम्। आचत्वारिंशतः संपूर्णता। ततः किंचित्परिहाणिश्चेति॥**

એ સુશ્રુતના શારીરસ્થાનનું વચન છે. આ શરીરની ચાર અવસ્થા છે: એક વૃદ્ધિ જે ૧૬ મા વર્ષથી ૨૫ મા વર્ષ સૂધી, બધી ધાતુઓનો વધારો થાય છે; બીજી **યૌવન**–યૌવનાવસ્થા–જેનો ૨૫ મા વર્ષને અંતે અને ૨૬ મા વર્ષની શરૂઆતમાં આરંભ થાય છે; ત્રીજી **સંપૂર્ણતા**–જેમાં ૨૫ વર્ષથી ૪૦ વર્ષ સુધી બધી ધાતુઓની પુષ્ટિ થાય છે, ચોથી **કિંચિત્પરિહાણિ**–જ્યારે સાંગોપાંગ શરીરમાં રહેલી બધી ધાતુઓ પુષ્ટ થઇને પૂર્ણતાને પામે છે. ત્યાર બાદ જે ધાતુ વધે છે તે શરીરમાં રહેતી નથી; પરંતુ સ્વપ્ન પ્રસ્વેદાદિ દ્વારા બહાર નીકળી જાય છે. માટે તેજ લગ્ન કરવાનો ઉત્તમ સમય ૪૦ મા વર્ષનો છે; અર્થાત્ ઉત્તમમાં ઉત્તમ તો એજ છે કે ૪૮ મે વર્ષે લગ્ન કર-

વું. " એ પ્રમાણે સ્વામીજીનું લખવું અસત્ય છે, કારણ કે એ પ્રમાણે લેખ સુશ્રુતના શારીરસ્થાનમાં ક્યાંય પણ નથી; પરંતુ સૂત્રસ્થાન અધ્યાય ૩૫ માં છે. તે પણ સ્વામીજીના ઉપરના લેખ પ્રમાણે તો નથીજ; પરંતુ આ પ્રમાણે છે:—

वयस्तु त्रिविधं बालं मध्यं वृद्धमिति । तत्रोनषोदशवर्षा बालाः । तेऽपि त्रिविधाः क्षीरपाः क्षीरान्नादा अन्नादा इति । तेषु संवत्सरपराः क्षीरपाः द्विसंवत्सरपराः क्षीरान्नादाः परतोऽन्नादा इति ॥

અર્થાત્ બાલા, મધ્યા અને વૃદ્ધા એ રીતે અવસ્થા ત્રણ પ્રકારની છે. સોળ વર્ષની અંદરની બાલા અવસ્થા. તે પણ ત્રણ પ્રકારની છે:-ક્ષીરાપા, ક્ષીરાન્નાદા અને અન્નાદા. તેમાં એક વર્ષ પૂરૂં થતાં સુધીની ક્ષીરપા અવસ્થા, કારણ કે બાલક ત્યાં સુધી કેવળ માતાના સ્તનપાન ઉપર રહે છે; બીજું વર્ષ પૂરૂં થતાં સુધીની ક્ષીરાન્નાદા અવસ્થા, કારણ કે તેટલો વખત બાળક દૂધ અને અન્ન એ બે ઉપર રહે છે અને તે પછી સોળ વર્ષ પૂરાં થતાં સુધીની અન્નાદા અવસ્થા, કારણ કે તે વખતે મુખ્ય અન્ન ઉપરજ બાળક રહે છે.

એ પ્રમાણે બાલ્યાવસ્થા માટે લખી પછી મધ્યાવસ્થા માટે લખે છે કે:—

" षोडशसप्तत्योरन्तरे मध्यं वयस्तस्य विकल्पो वृद्धि यौवनं संपूर्णता हानिरिति तत्राविंशतेर्वृद्धिरात्रिंशतो यौवनमाचत्वारिंशतः

सर्वधात्विन्द्रियबलवीर्यसंपूर्णता, अत ऊर्ध्वमीषत्परिहाणिर्यावत्सप्ततिरिति ॥"

અર્થાત્ ૧૬ વર્ષથી લઇને ૭૦ વર્ષ સૂધી મધ્યાવસ્થા થાય છે. એ સમયમાં શરીરની ચાર અવસ્થા થાય છેઃ-( ૧ ) વૃદ્ધિ; ( ૨ ) યૌવન, ( ૩ ) સંપૂર્ણતા અને ( ૪ ) હાનિ. સોળથી વીસ વર્ષ સુધી વૃદ્ધિ થાય છે, વીસથી ત્રીસ વર્ષ સૂધી યુવાવસ્થા, ત્રીસથી ૪૦ વર્ષ સૂધી બધી ધાતુ, ઇન્દ્રિયબળ અને વીર્યની સંપૂર્ણતા અને ૪૦ વર્ષથી ૭૦ વર્ષ સૂધીમાં કાંઇ કાંઈ ધાતુઓ વિગેરેની હાનિ થાય છે, ઈત્યાદિ. એ પ્રમાણે સુશ્રુતનો પ્રત્યક્ષ લેખ છે. સ્વામીજીનો મત સુશ્રુતથી વિરૂદ્ધ છે અને અતિશય અશુદ્ધ છે. જુઓ, તેમણે પોતાના મૂળમાં લખ્યું છે કેઃ-" तिस्रो शरीरस्य " અને તેના અર્થમાં લખ્યું છે કેઃ-" આ શરીરની ચાર અવસ્થા થાય છે ! " બાવાજીએ કયા કારણને અનુસરીને तिस्र શબ્દનો અર્થ ' ચાર ' લખ્યો છે ? વળી " आ षोडशाद् वृद्धिः " એનો અર્થ લખે છે કેઃ-" એક વૃદ્ધિ જે સોળમા વર્ષથી પચીસમા વર્ષ સૂધી. " ખરી રીતે એનો અર્થ એમ થવો જોઇએ કે ' સોળ વર્ષ સૂધી. ' आपंचविंशतेर्यौवनम् બાવાજીએ એની વ્યાખ્યા એમ લખી છે કેઃ-" બીજું યૌવન જે ૨૫ મા વર્ષની અંતે અને ૨૬ મા વર્ષની શરૂઆતમાં. " ત્યારે બાવાજીના લેખ પ્રમાણે તો યુવાવસ્થા માત્ર કલાક બે કલાકનીજ સમજાય છે; પરંતુ आपंचविंशतेर्यौवनम् એનો અર્થ ' ૨૫ વર્ષ સૂધી ' એમ કરવો જોઇએ. " आचत्वारिंशतः संपूर्णता " એના ઉપર બાવાની વ્યાખ્યા એમ છે કેઃ-" ત્રીજી સંપૂર્ણતા જે ૨૫

મા વર્ષથી માંડીને ૪૦ મા વર્ષ સૂધી. ” અહીં ‘ ૨૫ મા વર્ષથી માંડીને ’ એવું લખ્યું છે તે અશુદ્ધ છે; પરંતુ શુદ્ધ અર્થ “ ૨૬ મા વર્ષથી ૪૦ વર્ષ સૂધી ” એવો થશે, કારણ કે ૨૫ મા વર્ષ સૂધી તો યુવાવસ્થાનું કથન થઇ ચુકયું છે. છેવટ બાવાજીનો એવો લેખ છે કેઃ-“ ચોથી किंचित्परिहाणि, જ્યારે સાંગોપાંગ શરીરમાં રહેલી બધી ધાતુ પુષ્ટ થઇને પૂર્ણતાને પ્રાપ્ત થાય છે ઈત્યાદિ. એ ૪૦ મું વર્ષ વિવાહનો ઉત્તમ સમય છે, અર્થાત્ ૪૮ મે વર્ષે લગ્ન કરવું એ ઉત્તમમાં ઉત્તમ છે, ઇતિ.

પ્રિય પાઠકગણ ! પૂર્વોક્ત સંસ્કૃત લેખમાં તો વિવાહ-લગ્નસૂચક કોઇ પણ શબ્દ નથી, તેમ છતાં સન્યાસીજીએ મનુ વિગેરે ધર્મશાસ્ત્રો વિરૂદ્ધ ૪૦ વર્ષની ઉમરમાં વિવાહનો વિચાર કેમ કર્યો ? એ પણ ધ્યાન રાખવું કે ‘ અર્થાત્ ’ શબ્દ પૂર્વના લેખની વ્યાખ્યાને માટેજ આવે છે. પરંતુ બાવાજીતો ‘અર્થાત્’ શબ્દની વિરૂદ્ધજ ગીત ગાય છે ! અસ્તુ. જે લોકો બાવાજીના શાસ્ત્રવિરૂદ્ધ, અતિ અશુદ્ધ અને અસમંજસાદિ લેખોને પક્ષપાત, હઠ અને દુરાગ્રહથી શુદ્ધ સમજે છે, અને એવા મહા અજ્ઞ પુરૂષને સર્વજ્ઞ અને મહર્ષિ માને છે, તેમને ઉચિત છે કે તેઓ ૪૦ વર્ષથી પહેલાં કદી લગ્ન ન કરે; વળી ઉત્તમોત્તમ તો ૪૮ મે વર્ષે લગ્ન કરવાનું છે. હવે જો તેઓ એ પ્રમાણે ન કરે તો તેથી પ્રત્યક્ષ રીતે સ્પષ્ટ સિદ્ધ થઈ જશે કે તે લોકો પોતાના ગુરૂને સત્યવક્તા માનતા નથી ! માત્ર બીજાઓનેજ બહેકાવે છે, અને સન્માર્ગથી હઠાવે છે. એથી સિદ્ધ થાય છે કે બાવાજીનો કપોલકલ્પિત ઉક્ત સિદ્ધાંત શાસ્ત્રવિરૂદ્ધ અને સર્વ પ્રકારે અશુદ્ધ છે, કારણ સુશ્રુત તો ૪૦ મા વર્ષ સૂધીજ સર્વ ધાતુ, ઇન્દ્રિઓ-

નું બળ અને વીર્યની સંપૂર્ણતા રહેવાનું લખે છે અને अत ऊर्ध्वमीषत् परिहाणिर्यावत्सप्तति रिति અર્થાત્ તે ( ૪૦ મા વર્ષ ) પછી કંઈક સર્વ પ્રકારે હાની તે જ્યાં સુધી ૭૦ વર્ષ થાય ત્યાં સુધી. એ પ્રમાણે સુશ્રુતના વાકયથી ૪૦ કે ૪૮ મા વર્ષે ધાતુ, ઇન્દ્રિયબળ, વીર્ય વિગેરેની સર્વ પ્રકારે હાનિના વખતમાં લગ્ન કરવાનું લખનાર સ્વામીજી તો ગત થયા, પણ તેમના ચેલાઓ સુશ્રુતમાં પોતાના ગુરૂના લેખને યથાવત્ બતાવી શકશે ? વળી **સત્યાર્થ પ્રકાશ** પૃષ્ઠ ૬૭ માં " **ब्रह्मचर्येण कन्या युवानं विंदते पतिम्** ।" એ અથર્વવેદનું વચન લખ્યું છે, એના અર્થમાં બાવાજીએ લખ્યું છે કેઃ—" કન્યા પૂર્ણ યુવાવસ્થાયુક્ત પુરૂષને પ્રાપ્ત થાય. " એ વેદવચન અને સ્વામીજીના લેખથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, પુરૂષ પૂર્ણ યુવાવસ્થામાં લગ્ન કરે; તેમ છતાં યુવાવસ્થાને મૂકી સંપૂર્ણતાને પણ સંપૂર્ણ વિતાવી હાનિને સમયે ૪૦ મા વર્ષમાં પુરૂષને લગ્ન કરવાની આજ્ઞા આપી. વળી ઉત્તમમાં ઉત્તમ તો ૪૮ મા વર્ષમાં લગ્ન કરવાનું લખી નાંખ્યું ! ત્યારે કહો કે બાવાજીનો એ લેખ સ્પષ્ટ રીતે **વેદ વિરૂદ્ધ** છે કે નહિ ? એ ઉપરાંત સત્યાર્થ પ્રકાશના પૃષ્ઠ ૧૧૦ માં લખ્યું છે કેઃ—" પુરૂષને માટે નિયમ છે કે જો ( સ્ત્રી ) વાંઝણી હોય તો આઠમે, સંતાન થઇને મરી જતાં હોય તો દશમે અને માત્ર કન્યાઓજ થતી હોય ને પુત્ર ન થતા હોય તો અગીયારમે વર્ષે બીજી સ્ત્રીથી નિયોગ કરીને સંતાનોત્પત્તિ કરી લેવી !" હવે જુઓ કે સ્વામીજીના ઉત્તમ શિષ્યો પોતાના ગુરૂની આજ્ઞાના લેખ પ્રમાણે ૪૮ વર્ષની ઉમરે ઉત્તમોત્તમ લગ્ન કરે, અને તેમને આઠ, દશ કે અગિયારમે વર્ષે નિયોગ કરવાની જરૂર પડે

તો ૫૬, ૫૮ કે ૫૯ વર્ષની ઉમરમાં પહેલો નિયોગ થાય ! અને પૃષ્ઠ ૧૦૯ માં અગિયારમી સ્ત્રી સૂધી નિયોગ કરવાનું લખ્યું છે, તો નિયોગ કરવાનો સમય ૭૦ વર્ષથી કાંઇક ન્યૂન રહ્યો ! શું તે સમય સંતાનોત્પત્તિનો છે ? ! ! ધન્ય છે ! જો ઉપર પ્રમાણે માનિયે તો વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્ત કઇ ઉમરમાં થશે ? ! ! વળી એ મંત્રની ઉપરજ લખે છે કે જુઓ વેદમાં કન્યાઓને ભણાવવાનું પ્રમાણઃ—ब्रह्मचर्येण कन्या युवानं विंदते पतिम्. અર્થમાં લખે છે કે कन्या કુમારી ब्रह्मचर्येण બ્રહ્મચર્ય્ય સેવનથી વેદાદિ શાસ્ત્રોને ભણી પૂર્ણ વિદ્યા અને ઉત્તમ શિક્ષાને પ્રાપ્ત યુવતી થઇ પૂર્ણ યુવાવસ્થામાં પોતાના સદૃશ પ્રિય વિદ્વાન યુવાનમ્ પૂર્ણ યુવાવસ્થાયુક્ત પુરૂષને विंदते પ્રાપ્ત થાય. એથી સ્ત્રીઓએ પણ બ્રહ્મચર્ય અને વિદ્યાનું ગ્રહણ અવશ્ય કરવું જોઇએ.”

સુજ્ઞ વાંચનારે ચોક્કસ ધ્યાન દેવું જાઇએ કે ઉક્ત મંત્રનો શબ્દાર્થ ઋગ્વેદના સંસ્કૃત ભાષ્યમાં આ પ્રમાણે છેઃ—

कन्या अकृतविवाहा स्त्री ब्रह्मचर्यं चरंन्ती तेन ब्रम्वचर्येण युवानम् युवत्वगुणोपतेम् उत्कृष्टं पतिं विन्दते लभते ’,

અર્થાત્ વિવાહ જેનો નથી થયો એવી બ્રહ્મચર્ય પાળતી સ્ત્રી તે બ્રહ્મચર્યવડે યુવત્વગુણયુક્ત ઉત્તમ પતિને પ્રાપ્ત થાય છે. એ શબ્દાર્થમાં કેવળ બ્રહ્મચર્ય પાળી યુવાન્ થએલા પતિને બ્રહ્મ-ચર્ય પાળતી કન્યા પ્રાપ્ત થાય એમજ લખ્યું છે. પરંતુ જુઓ, વેદમાં કન્યાઓને ભણવાનું પ્રમાણ એમ લખવું કેટલું બેહુદું અને અનર્થક છે ? મંત્રમાં કયા શબ્દથી કન્યાઓને ભણાવવાનું પ્ર-તિપાદન થાય ? થઇજ શકતું નથી. આ ઠેકાણે બ્રહ્મચર્ય શબ્દથી

ભણવાનું લેવાનો અભિપ્રાયજ નથી; માત્ર અષ્ટવિધ મૈથુન ત્યાગ
કરવાજ આશય છે. જો કે અન્ય પ્રમાણો કન્યાઓને કેવું શિક્ષણ
આપવું તે માટે શિક્ષા પ્રકરણમાં લખાશે; પરંતુ આ સ્થળે
સ્વામીજીના આ લેખથી કન્યાઓને ભણાવવાનું સિદ્ધ થતુંજ નથી.

વળી સ્વામીજીએ **ब्रह्मचर्येण** એ શબ્દની યોજના કન્યાની
સાથેજ કરેલ છે; તો પછી પુરૂષ તો ભલે બ્રહ્મચર્ય વિનાનો હોય
પણ યુવાન્ હોય તો તેને કન્યાએ પ્રાપ્ત થવું એ આશય આવે છે.
માટે એ શબ્દયોજના યોગ્ય નથી; પણ **ब्रह्मचर्येण** શબ્દ યુવાનમ્
શબ્દ સાથેજ યોજતાં સંગત–ચરિતાર્થ થઇ શકે છે અને ઉક્ત
સંસ્કૃત ભાષ્યકાર સાયણાચાર્ય પણ તેમજ લખે છે. વળી સ્વા-
મીજી ઉક્ત મંત્રાર્થમાં કન્યા પૂર્ણ યુવાવસ્થામાં પૂર્ણ યુવાવસ્થા-
યુક્ત પતિને પ્રાપ્ત થાય એમ લખે છે પણ તે મંત્રમાં એવા
શબ્દજ કયાં છે ? સ્વામીજીએ કન્યાને પૂર્ણ યુવાવસ્થાવાળી એ
મંત્રથી બનાવી લગ્ન કરવાં–પતિ પ્રાપ્ત થવાનું બતાવવું તદ્દન
અશુદ્ધ છે. માટે એ પ્રમાણે વેદ મંત્રોના ખોટા મનમાનતા અર્થ
કરી આર્યકન્યાઓને અંગ્રેજ અને પારસી વિગેરે કોમોની
સ્ત્રીઓ પ્રમાણે પૂર્ણ યુવાવસ્થાવાળી બનાવી વેદશાસ્ત્રની મર્યાદાને
તોડનાર બાવાજીની મિથ્યાર્થ લીલાને ધન્ય છે !

(૧૮) પૃષ્ટ ૪૧ માં " पंचविंशे ततो वर्षे '
શ્રુત શારીરસ્થાનનું વચન લખ્યું છે, પરંતુ તે શારીરસ્થાનમાં
ક્યાંય પણ નથી; પણ સૂત્રસ્થાનમાં છે; બાવાજીને એવી
( ભાંગ ) ચડી કે એનો અર્થ લખવો પણ ભુલી ગયા ?

( ૧૯ ). પૃષ્ટ ૪૩ માં " अहिंसा " એ શબ્દનો અર્થ " વૈરત્યાગ " કર્યો છે તે અશુદ્ધ છે, કારણ કે માંસ વેચવાવાળા અને ખાવાવાળા પશુઓને મારી નાખે છે, તેમ છતાં તેમને પશુઓથી વેર તો નથીજ, છતાં તેઓ ' અહિંસક ' થઇ શકતા નથી.

( ૨૦ ) પૃષ્ટ ૫૪ તથા ૫૧ માં " માતાપિતાના સંયોગ વિના સંતાનોત્પત્તિ થવી સૃષ્ટિક્રમ વિરૂદ્ધ, અસત્ય અને અસંભવિત " લખી છે. તેમ છતાં પૃષ્ટ ૨૧૨ માં " સૃષ્ટિની શરૂઆતમાં સેંકડો, હજારો મનુષ્ય, યુવાવસ્થાયુક્ત માતાપિતા વગરજ ઉત્પન્ન થયેલાં " લખ્યાં છે. ત્યાં યજુર્વેદના નામથી

" मनुष्या ऋषयश्च ये । ततो मनुष्या अजायन्त । "

એ વચન લખ્યું છે, તે ચારે સંહિતાઓમાં નથી, પણ બૃહદારણ્યકોપનિષત્‌ના પહેલા અધ્યાયના ચતુર્થ બ્રાહ્મણની ત્રીજી કંડીકામાં છે અને તે સ્વામીજીના " મૈથુની સૃષ્ટિ વિનાજ ઇશ્વરે સેંકડો–સહસ્રો મનુષ્ય ઉત્પન્ન કર્યા " એ અર્થનું પ્રતિપાદકજ નથી, પરંતુ તે તો એમ જણાય છે કે બહુ થવા ઇચ્છતા ઇશ્વરે એકલાજ ન રમી શકાય તેથી બીજા થવા ઇચ્છયું તેથી પોતાના આત્માને સ્રી–પુરૂષ બે પ્રકારે કર્યો અને ततो मनुष्या अजायन्त । તેથી મનુષ્યો જન્મ્યા એમ લેખ છે. જેઓને ખાતરી કરવી હોય તેઓએ બૃહદારણ્યક ઉપનિષત્‌માં જોઇ ખાતરી કરી આ બાવાજીની અસત્યપ્રકાશની જુઠી લીલા તપાસી લેવી ! અને એ વચન બાવાજીના વિરૂધ આશયનું પ્રકાશક છે. તેથી તેમનો સિદ્ધાંત જુઠો છે અને તેથી તેમણે ઉપનિષદોને પણ વેદ માની લીધા છે એમ સિદ્ધ મનાશે.

( ૨૧ ). પૃષ્ઠ ૪૯ તથા ૫૫૪ માં પ્રત્યક્ષાદિ આઠ પ્રમાણુ માને છે. જો કે સ્વામીજી પોતે તો ચાર સંહિતાઓનેજ ( પ્રમાણ ) માનતા હતા, તો તમાં આ આઠ પ્રમાણુ કયાં છે ? એ તો પૌરાણિક મત છે કે જેનું પોતે બધી રીતે ખંડન કરતા હતા તેનુંજ શરણુ લીધા વિના પોતાના કાર્યની સિદ્ધિ થતી નથી ! પૃષ્ટ ૫૦–૫૧ માં પોતે " ઐતિહ્ય " નું લક્ષણુ કર્યું છે, તેને અનુકૂળ થવાથી તો પુરાણોની બધી કથાઓ તેમને માનવી પડશે. સ્વામી પોતે મનુને વેદાનુકૂળ કહેતા હતા, તો તેના લેખાનુસાર ત્રણુજ પ્રમાણુ માની લીધાં હોત તો ઉત્તમ ગણાત.

( ૨૨ ). પૃષ્ઠ ૫૦ માં " વાદળાંને જોવાથી વર્ષાદનો, લગ્નને જોવાથી સંતાનોત્પત્તિનો અને અભ્યાસ કરતા વિદ્યાર્થીને જોઇને વિદ્યા પ્રાપ્ત કરવાનો નિશ્ચય થાય છે. " એમ પહેલાં પ્રમાણે અનુમાન પ્રમાણુનું લક્ષણુ બાંધ્યું છે; પરંતુ તે બરાબર નથી, કારણુ કે એવો નિશ્ચિત નિયમ નથી કે વાદળાં હોવાથી વર્ષાદ અને લગ્ન થવાથી સંતાનોત્પત્તિ જરૂર થાયજ. ઘણી ખરી વાર તો એમજ થાય છે કે વાદળાં થવાં છતાં પાણીનું એક ટીપું પણુ પડતું નથી, અને લગ્ન થવા છતાં મરણુપર્યંત સંતાનોત્પત્તિ થતીજ નથી, તેમ પાઠશાળામાં જેટલા વિદ્યાર્થીઅભ્યાસ કરતા દેખાય તે બધા વિદ્વાન્ થતા નથી. દરેક લક્ષણુ એવું હોવું જોઈએ કે તેમાં કયાંય પણુ વ્યભિચાર દોષ ન આવે; પરંતુ નિયોગના પરમ પક્ષપાતી સ્વામીજીને વ્યભિચાર દોષનો શો ભય હતો ?

( ૨૩ ). પૃષ્ટ ૬૭ માં " ઋષિઓના બનાવેલા ગ્રંથો એટલા માટે ભણુવા જોઇએ કે તેઓ મહાન્ વિદ્વાન્, સમસ્ત શાસ્ત્રોને જાણુનારા અને ધર્માત્મા હતા; તેમાં પણુ જે વેદવિરૂદ્ધ

જણાય તેને મૂકી દેવું. ” જ્યારે ઋષિઓ મોટા વિદ્વાન્, સર્વ શાસ્ત્રોને જાણનારા અને ધર્માત્મા હતા એમ લખે છે, ત્યારે તેમના ગ્રંથોમાં વેદવિરૂદ્ધ હોવાની સંભાવના કરવી, એજ સ્વામીજીનું મ્હોટું અજ્ઞાન છે. વળી જો તેમાં વેદવિરૂદ્ધ હોવાનું તે મહર્ષિઓને ન સૂઝ્યું તો હવે સંસ્કૃત વિદ્યાથી અજાણ, પક્ષપાતી, અને હઠ તથા દુરાગ્રહથી ઘેરાયેલા સમાજસ્થ લોકોથી કેમ સમજાઇ શકાશે ?! તેમ સ્વામીજીમાં એટલી બુદ્ધિ હતી, તો તે ગ્રંથોમાંથી વેદવિરૂદ્ધ ભાગને જુદો કરીને બતાવી કેમ ન ગયા ?

( ૨૪ ). પૃષ્ટ ૬૪ માં સ્વામીજી લખે છે કે “ બધા ભાષાગ્રંથો કપોલકલ્પિત અને મિથ્યા છે. ” એ લેખથી તો તેમના પોતાના “ **સત્યાર્થપ્રકાશ** ” વગેરે ભાષા ગ્રંથો પણ કપોલકલ્પિત અને ખોટાજ સિદ્ધ થાય છે. અસ્તુ !

( ૨૫ ). પૃષ્ટ ૬૪ માં “ જો મિથ્યા ગ્રંથોમાંથી કોઇ સત્યનું ગ્રહણ કરવા ઇચ્છે તો તે મિથ્યા પણ તેને ગળે લપેટાઈ જશે. એટલા માટે “ **असत्यमिश्रं सत्यं दूरतस्त्याज्यमिति** ” “ અસત્યયુક્ત ગ્રંથના સત્યને પણ વિષયુક્ત અન્નની પેઠે છોડી દેવું જોઇએ. ” એ વાકય કોઈ વેદવાકય છે ? કે સ્વામીજીનું જોડી કાઢેલું છે ? અને જો સમાજી ભાઈઓ એને વેદવાકયવત્ માનતા હોય તો પછી તેમના **સત્યાર્થપ્રકાશ** વગેરે ગ્રંથોમાં ઘણાખરા અસત્ય–મિથ્યાજ લેખો છે, જે અમે ઘણી સારી રીતે બતાવી દીધું છે, તો તેમને પણ વિષયુક્ત અન્નની પેઠે છોડી દેવું જોઇએજ. વળી **સત્યાર્થપ્રકાશ** પૃષ્ઠ ૨૬૭ માં

" विषादप्यमृतं ग्राह्यम् " એ મનુનું વાકય સ્વીકારેલું છે, અને પૃષ્ઠ ૪૩૦ માં લખ્યું છે કે–" શું મળ કે ધુળમાં પડેલ સુવર્ણનો કોઇ ત્યાગ કરે છે? " એ પ્રમાણે સ્વામીજીને પોતાની અજ્ઞાનતાના કારણથી પોતાના ગ્રંથમાં પરસ્પર વિરોધી લેખોનું ધ્યાન રહ્યું નથી! ધન્ય છે, તેમની વિદ્વત્તાને!

( ૨૬ ). પૃષ્ટ ૬૭ માં " જુઓ, વેદમાં કન્યાઓને ભણવાનું પ્રમાણ તેની પાસે " ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम् " એ અથર્વવેદનું વચન લખ્યું છે, પરંતુ તેમાં કન્યાઓને ભણવાની આજ્ઞા તો કયાંય પણ નથી! બાવાજી વેદમાં કન્યાઓને ભણાવવાનું પ્રમાણ દેખાડતા હતા તે કોણ જાણે તે તેમના પેટમાં સમાઇ ગયું કે લખવાવાળો ખાઇ ગયો? તેમજ કન્યા સંપૂર્ણ યુવાવસ્થાવાળી થઇ યુવાન પતિને વરે એમ લખ્યું છે. તો પતિ માટે એ સ્થળે યુવાન શબ્દ છે; પણ કન્યા માટે કયાં છે? જો નથી તો સ્વામીજીનું તેમ લખવું એ કેટલું ધર્મ-વિરૂદ્ધ છે!

( ૨૭ ). પૃષ્ટ ૭૦ માં " જે કન્યા માતાના કુળની છ પેઢીઓમાં ન હોય અને પિતાના ગોત્રમાંની ન હોય, તે કન્યા-સાથે લગ્ન કરવું ઉચિત છે. " એ મનુના વચનથી લખ્યું છે; પરંતુ સમાજી લોકો તો ધર્માધર્મના નિર્ણયમાં માત્ર વેદનુંજ પ્રમાણ માને છે. જુઓ સત્યાર્થ પ્રકાશના પૃષ્ટ ૭૪ માં લખ્યું છે કે–" વેદના પ્રમાણથી સર્વ કામ કર્યાં કરો. " તો પછી ઉપરની આજ્ઞા કાં તો તેઓ વેદમાં બતાવે, અને તે ન બતા-

વી શકે તો માતાના સપિંડ અને પિતાના ગોત્રમાં લગ્ન કરવાથી ડરે નહિ ?

( ૨૮ ). પૃષ્ટ ૭૨ માં " નક્ષત્ર, વૃક્ષ, નદી, પક્ષી વિગેરે નામોવાળી કન્યા સાથે વિવાહ કરવો નહિ. " એવી આજ્ઞા વેદમાં કયાં છે ? તે બતાવવું જોઇએ અને બાવાજીના શિષ્યોમાં એ પ્રકારનાં નામોજ ઘણું કરીને પાડવામાં આવે છે ! તો તે પણ સ્વામીજીના લેખથી તેમ જાણ્યા પછી શા કારણથી તેમ થાય તે ઉપર કંઇ સમાજી ભાઇઓએ અમલ કરેલ છે ?

( ૨૯ ). પૃષ્ટ ૭૪ માં " વેદોના પ્રમાણથી સર્વ કામો કર્યા કરો. " જુઓ મનુમાંઃ—

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ।
उर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥

" કન્યા રજસ્વળા થયા પછી ત્રણ વર્ષ સુધી પતિની શોધ કરીને પોતાને યોગ્ય હોય, તેવા પતિને પ્રાપ્ત થાય. જ્યારે દર માસે રજોદર્શન થાય છે; ત્યારે ત્રણ વર્ષમાં ૩૬ વાર રજસ્વળા થયા પછી લગ્ન કરવું યોગ્ય છે, તેની પહેલાં નહિ. " પહેલાં " વેદોના પ્રમાણથી સર્વ કાર્ય કરો " એમ કહેવું ને વળી મનુનું પ્રમાણ દેવું. એમાં સ્વામીજીની પ્રતિજ્ઞાની હાનિ છે. એ ઉપરાંત મનુના શ્લોકનો અર્થ કરવામાં પણ તેમની બનાવટ છે. મનુનો એવો આશય કદાપિ છેજ નહિ કે " રજસ્વળા થયા પછી ત્રણ વર્ષ થયા બાદ લગ્ન કરવું, તે પહેલાં નહિ. " જુઓઃ—" त्रीणि वर्षाण्युदीक्षेत " એ મનુસ્મૃતિના અધ્યાય ૯

માના શ્લોક ૯૦ માં છે. એ ઉપરાંત ૯૪ મો શ્લોક આ પ્રમાણે છેઃ—

त्रिंशद्वर्षोद्वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ।
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥

અર્થાત્ "૩૦ વર્ષનો વર ૧૨ વર્ષની કન્યા સાથે અને ૨૪ વર્ષનો વર ૮ વર્ષની કન્યા સાથે લગ્ન કરે." ત્યારે શું મનુ મહારાજ સ્વામીજીની પેઠે ચાર લીટીમાં આવો પરસ્પર વિરોધી લેખ લખવાવાળા હતા? કે પ્રથમ રજસ્વલા થવા પછી ત્રણ વર્ષ ઉપરાંત લગ્ન કરવાની આજ્ઞા આપે અને પછી ૧૨ તથા ૮ વર્ષની કન્યાનાં લગ્ન કરવાનું લખે! કદી નહિ. ઉક્ત શ્લોકનો અભિપ્રાય એવો છે કેઃ—"જો માતાપિતા વખતસર કન્યાનું લગ્ન ન કરે તો તે કન્યા રજસ્વલા થયા પછી પણ ત્રણ વર્ષ સુધી ( માતાપિતા લગ્ન કરી આપે ) તેની રાહ જોઇને તદુપરાંત પોતાને યોગ્ય એવા પતિને પ્રાપ્ત થાય." એ પરથી સ્પષ્ટ સમજાશે કે, સ્વામીજી જે ત્રણ વર્ષમાં ૩૬ વાર રજસ્વલા થયા પછી લગ્ન કરવાનું લખ્યું છે, તે તેમની અજ્ઞાનતાજ છે.

( ૩૦ ). પૃષ્ટ ૭૯ માં "જો મુખ વગેરે અવયવોથી બ્રાહ્મણાદિ વર્ણ ઉત્પન્ન થયા હોત તો ઉપાદાન કારણ ( મુખાદિ ) ના જેવી બ્રાહ્મણાદિ ( વર્ણો ) ની આકૃતિ જરૂર થાત. જેમ મુખનો આકાર ગોળમટોળ છે તેમ બ્રાહ્મણનું શરીર પણ ગોળમટોળ હોવું જોઇએ, ક્ષત્રિયનું ભુજા જેવું, વૈશ્યનું ઉરૂ ( જંઘા ) જેવું અને શૂદ્રનું પગ જેવું હોવું જોઇએ." સ્વામી

દયાનંદનું એ લખવું સર્વથા જાુઠું છે, કેમકે " कार्यान्वितं कारणमुपादानम् " અર્થાત્ " કામ સંયુક્ત કારણ જ ઉપાદાન કારણ કહેવાય. " " यथा घटादेर्मृदादि " જેમ ઘટ આદિનું ઉપાદાન કારણ મૃતિકાદિ. છે. એ પ્રમાણે ઉપાદાન કારણનું લક્ષણ હોવાને લીધે શું મૃત્તિકાનાં ઢેફાં જેવો આકાર ઘડા આદિકનો હોય છે ? કે સોનાના કકડા જેવોજ આકાર કુંડલાદિકનો હોય છે ? તેમ હોવું ઘટેજ નહિ અને તે પ્રત્યક્ષ જણાય છે કે જે કાર્ય થાય છે તે કારણથી વિલક્ષણજ હોય છે. જેમ જગત્‌નું કારણ પ્રકૃતિ છે; પરંતુ તેનું કાર્ય જગત્ તે તો પ્રકૃતિથી વિલક્ષણ છે, વૃક્ષનું ઉપાદાન કારણ બીજ છે, પરંતુ વૃક્ષ કાર્ય બીજથી વિલક્ષણ છે, રજવીર્ય સ્રી; પુરૂષોનું ઉપાદાન કારણ છે, પરંતુ સ્રી-પુરૂષના શરીર–કાર્ય પણ તે રજવીર્યથી વિલક્ષણ છે. અર્થાત્ તેના આકાર જેવા નથી. તેમજ ઇશ્વરના શક્તિરૂપ મુખથી બ્રાહ્મણ, શક્તિરૂપી ભુજાથી ક્ષત્રી, શક્તિરૂપ ઉરૂથી વૈશ્ય અને શક્તિરૂપ પગથી શૂદ્ર ઉત્પન્ન થયા છે તે પણ વિલક્ષણજ હોવા જોઇએ અને જો તેમ સ્વામી દયાનંદના અનુયાયીઓ નહિ માનતા હોય તો તેઓ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી પોતાનું અને સ્વામી દયાનંદનું ઉપાદાન કારણ બતાવી શકશે ? કે તે યોનિ કે લિંગ વિના કંઇ બીજું છે ? અને જો તેજ છે તો તેમનો તથા તેમના ગુરૂજીનો આકાર પણ યોનિ કે લિંગ જેવો કેમ નહિ થયો ? માટેજ એ પ્રમાણે મુખાદિ અવયવોને ઉપાદાન કારણ કહેવાં એ સ્વામીજીનું અજ્ઞાન છે. મનુષ્યના અવતરણદ્વાર સ્થાનના જેવી તેની આકૃતિ થવાનું માનવું એ અજ્ઞાનની પરિસીમા છે.

( ૩૧ ). પૃષ્ઠ ૮૦ માં " शूद्रो ब्राह्मणतामेति " મનુના એ શ્લોકનો અર્થ કરવામાં જે વર્ણવિભાગ કર્મથી લખ્યો છે, તે સર્વથા બનાવટજ છે. મનુમાં એનો અભિપ્રાય બીજોજ છે. પૃષ્ઠ ૮૦ માં " धर्म चर्यया " એ બે સૂત્ર, જે સ્વામીજીએ આપસ્તમ્બના નામથી લખ્યા છે, તે આપસ્તમ્બ ગૃહ્ય અને શ્રૌત એ બન્ને ગ્રંથોમાં નથી.

( ૩૨ ). પૃષ્ઠ ૮૧ માં " કર્મથી વર્ણવ્યવસ્થા પ્રમાણે પુત્ર–પુત્રીઓની અદલાબદલી કરવા " નું લખ્યું છે. તો પછી સમાજી લોકો તેવી રીતે શા માટે કરતા નથી? અને તે વેદની આજ્ઞા છે કે સ્વામીજીની કપોલકલ્પના છે?

( ૩૩ ). પૃષ્ઠ ૮૨ માં " युद्धे चाप्यपलायनम् " ગીતાના એ વાકયની વ્યાખ્યામાં લખ્યું છે કેઃ—" યુદ્ધમાં પણ દઢ અને નિઃશંક રહીને તેનાથી કદી પણ હઠવું કે ભાગવું નહિ. જો ભાગવાથી અથવા શત્રુઓને ભૂલાવો દેવાથી વિજય થતો હોય તો તેમ પણ કરવું. " માત્ર બેજ લીટીમાં પણ સ્વામીજીને પરસ્પર વિરોધ ન સૂઝયો! વળી " નાસવું " અને " ભૂલાવો દેવો " એ ઉપરોક્ત ગીતા વાકયના કયા પદનો તેમણે અર્થ કર્યો છે? આ વાતને તેમના નામથી ઉદર પોષણ કરનારા ભાડુતીઓ સમજાવશે કે?

( ૩૪ ). પૃષ્ઠ ૮૩ માં બ્રાહ્મ, આસુર અને પશાચ વવાહનાં લક્ષણ લખ્યાં છે, તે અશુદ્ધ છે; એ સ્વામીજીએ મનુમાંથી લખ્યું છે, પણ તે મનુથી વિરૂદ્ધ છે.

( ૩૫ ). પૃષ્ઠ ૮૪ માં લખ્યું છે કેઃ—" વિવાહ કરવા

નિમિત્તે છોકરા છોકરીનાં પ્રતિબિંબ [ ફોટો ] તથા જન્મચરિત્ર લઇને અધ્યાપિકા અને અધ્યાપકોની પાસે જવું. તે જેના જેના ગુણકર્માનુસાર જેનો જેનો વિવાહ થવા યોગ્ય સમજે તે પુરૂષ અને કન્યાનું પ્રતિબિંબ અને જન્મચરિત્ર કન્યા અને વરના હાથમાં આપે, અને તેમને કહે કે આમાં જે તમારો અભિપ્રાય હોય તે અમને જાહેર કરો. જ્યારે તે બન્નેનો પરસ્પર વિવાહ કરવાનો નિશ્ચય થાય, અને તેઓ બન્ને અધ્યાપકોની સમક્ષ વિચાર કરવાને ઇચ્છે તો ત્યાંજ અથવા કન્યાના માતાપિતાના ઘરમાં વિવાહ થવા યોગ્ય છે. માતાપિતા આદિ ભદ્ર પુરૂષોની સમક્ષ એ બન્નેની પરસ્પર વાતચિત અને શાસ્રાર્થ કરવો, અને જે કાંઈ ગુપ્ત વ્યવહાર પૂછે, તે પણ સભામાં લખીને એક બીજાના હાથમાં આપવું ને પ્રશ્નોત્તર કરવા. જે દિવસે કન્યા રજસ્વલા થવા પછી શુદ્ધ થાય, અને જે દિવસે ઋતુદાન દેવું યોગ્ય સમજાય, તે દિવસે મધ્યરાત્રે અથવા ૧૦ વાગે બધાની સમક્ષ પાણિગ્રહણપૂર્વક વિવાહની વિધિને પૂરી કરીને એકાંતસેવન કરે, ” ઇત્યાદિ લેખ સર્વથા અનુચિત છે.

બુદ્ધિમાન લોકો ! સંન્યાસી મહારાજના આ લેખ ઉપર સારી રીતે ધ્યાન આપો. તેણે કેવા ધર્મનો ઉપદેશ કર્યો છે? કહો કે, તેમનો આ લેખ કયા વેદને અનુસરતો છે?

( ૩૬ ), પૃષ્ટ ૮૪ માં લખ્યું છે કેઃ—“ સંતાનના કાનમાં પિતા વેદોઽસીતિ એટલે તારૂં નામ વેદ છે, એમ સંભળાવી ઘી અને મધ લઇને સુવર્ણની સળીથી જીભપર ૐ અક્ષર લખીને તેજ સળીથી તે મધ અને ઘી ચટાડવાં. ” વેદમાં તો

એવી આજ્ઞા ક્યાંય પણ નથી. વળી સત્યાર્થપ્રકાશ પૃષ્ટ ૭૪ માં લખ્યું છે કે:—"વેદોના પ્રમાણથી બધાં કામ કર્યા કરો." તો અહીં તેની વિરૂદ્ધ પોતાનો કપોલકલ્પિત લેખ શી રીતે ઠોકી દીધો ?

( ૩૭ ). પૃષ્ટ ૮૮ માં લખ્યું છે કે:—" બધા દેશ તથા બધા મનુષ્યોમાંથી ઉત્તમ સ્ત્રી ગ્રહણ કરવી." એ લેખથી તો મુસલમાન, ખ્રિસ્તી, ઢેડ, ભંગી, ચમાર પર્યંતની પણ ઉત્તમ સ્ત્રી ગ્રહણ કરવાનું વિહિત થઈ જાય છે ! ધન્ય છે સ્વામીજીની આ આજ્ઞાને અને ભ્રષ્ટપરાયણતાને !

( ૩૮ ). પૃષ્ટ ૮૮ માં નિંદાસ્તુતિનું લક્ષણ છે તે શાસ્ત્રના નિયમોથી અશુદ્ધ છે.

( ૩૯ ). પૃષ્ટ ૯૧ માં " विद्वांसो हि देवाः " " જે વિદ્વાન્ હોય તેનેજ દેવ કહે છે." શતપથની શ્રુતિનો એ આશયજ નથી. હજારો ઋષિ-મુનિયો મહાન્ વિદ્વાન્ થઈ ગયા છે, પણ તેમને કોઇએ પણ દેવતા લખ્યા નથી. વળી છાન્દોગ્યમાં લખ્યું છે કે:—" न वै देवा अश्नन्ति न पिबन्तीति." અર્થાત્ દેવતાઓ ખાતા નથી ને પીતા નથી; ત્યારે બતાવો કે કયો વિદ્વાન્ ખાતો પીતો નથી ? દેવતાઓ મનુષ્યોથી જુદાજ છે. વેદાદિ સત્ય શાસ્ત્રોમાં એનાં અનેક પ્રમાણ છે; જે અમે દેવસિદ્ધિ નામે પુસ્તકમાં લખ્યાં છે.

( ૪૦ ). પૃષ્ટ ૯૬ માં " अतपास्तव न धीयानः " એ શ્લોકની સાથે " त्रिष्वप्येतेषु देताहि " એ શ્લોકનો અન્વય

બાવાજીએ પોતાના અજ્ઞાનથી કર્યો છે જે જુઓ મનુસ્મૃતિ અધ્યાય ૪ થો.

( ૪૧ ). પૃષ્ટ ૯૯ માં લખ્યું છે કે:—" જે મિથ્યા ( જુઠું ) ભાષણ કરે છે, તે ચોરી વગેરે બધાં પાપો કરવાવાળો છે. " તો અમે સ્વામીજીનાં અનેક મિથ્યા ભાષણો સિદ્ધ કરી બતાવ્યાં છે; તો એ પ્રમાણે તેઓ પોતાનાજ લેખ મુજબ ચોરી વગેરે બધાં પાપોના કરવાવાળા પોતેજ ઠરે છે! વળી જે કોઇ તેમના અસત્ય લેખોનો સર્વ રીતે સ્વીકાર કરશે, તે પણ ઉક્ત પાપ–ફળનો ભાગી થશે.

( ૪૨ ). પૃષ્ટ ૧૦૩ માં "या स्त्रीत्वक्षतयोनिः स्यात्" એનો અર્થ કર્યો છે તે બધી રીતે અશુદ્ધ છે; તેમ મૂળ વચન પણ મનુસ્મૃતિની વિરૂદ્ધ છે.

( ૪૩ ). પૃષ્ટ ૧૦૫ માં " इमां त्वमिन्द्रमीढ्वः " એ શ્રુતિની વ્યાખ્યા સ્વામીજીની કપોલકલ્પિત છે.

( ૪૪ ). પૃષ્ટ ૧૦૭ માં " દ્વિજોમાં સ્ત્રી અને પુરૂષનાં લગ્ન એકજ વાર થાય; એમ વેદાદિ શાસ્ત્રોમાં લખ્યું છે. બીજી વાર નહિ જ. " એ પ્રમાણે તો પુરૂષનાં બીજી વારનાં લગ્ન તો વેદમાં લખ્યાં છે. તેમ છતાં સમાજી લોકો તે કેમ કરે છે? તેમ વિધવાવિવાહ ( પુનર્લગ્ન ) નો કોલાહલ શા માટે મચાવી પાતિવ્રતધર્મનો સંહાર કરી રહ્યા છે?

( ૪૫ ). પૃષ્ટ ૧૦૮ માં " देवरः कस्माद् द्वितीयो वर

उच्यते ” આને નિરૂક્તનું વચન લખ્યું છે; પરંતુ તે નિરૂક્તનું વચન નથી. તેને નિરૂક્તની ટિપ્પણીમાં ક્ષેપક લખ્યું છે. વળી એના અર્થમાં લખ્યું છે કેઃ—“ જેનાથી નિયોગ કરે તેનું નામ દેવર છે. ” અને પૃષ્ઠ ૧૦૮ માં “ तामनेन विधानेन निजो विन्देत देवरः” એના અર્થમાં ‘ દેવર ’ શબ્દનો અર્થ ‘ પતિનો નાનો ભાઇ ’ કર્યો છે; અને “ અક્ષત યોનિવાળી વિધવા સાથે ( તેના ) પતિનો નાનો ભાઈ પણ લગ્ન કરી શકે છે. ” પૃષ્ઠ ૧૦૭ માં “ દ્વિજોમાં સ્ત્રી પુરૂષોને એકજ વાર લગ્ન કરવાની વેદ વગેરે શાસ્ત્રોના આધારે આજ્ઞા લખી છે. ” તેમ છતાં અહીં તો બીજી વાર ( પુનઃ ) લગ્ન કરવાની આજ્ઞા પણ થઈ ગઇ! ધન્ય છે સમાજીઓના પેગમ્બરને!

( ૪૬ ). પૃષ્ટ ૧૦૯ માં “ सोमः प्रथमो विविदे गंधर्वो विविदे उत्तरः ” એના અર્થમાં લખ્યું છે કેઃ–“ હે સ્ત્રી! તારા પહેલા વિવાહિત પતિનું નામ સોમ છે, બીજા નિયોગ કરવા-વાળાનું નામ ગાંધર્વ, ત્રીજાનું અગ્નિ અને જે તારે ચોથાથી અગિયાર સુધી નિયોગથી પતિ થાય છે, તે મનુષ્ય કહેવાય છે. ” સંવત્ ૧૯૩૩ ની છપાયલી સંસ્કાર વિધિ પૃષ્ટ ૯૧ માં એજ શ્રુતિ વિવાહ સંસ્કારમાં લખી છે. તે ઉપરાંત “ सोमो ददद् गन्धर्वाय ददद्ग्नये ” એ શ્રુતિ લખી છે, અને તેનો અર્થ એમ લખ્યો છે કે—“ સોમ ગંધર્વને આપે, ગંધર્વ અગ્નિને અને અગ્નિ મને તે સ્ત્રી આપે. ” આ કથન વિવાહ સમયે વરનું છે. હવે પહેલી શ્રુતિના અનર્થ ઉપર દૃષ્ટિ કરીને વિચાર કરો કે શું દયાનંદી લોકો તે સ્ત્રીથી લગ્ન કરે છે કે જે પહેલાં

એકુથી લગ્ન અને બેથી નિયોગ કરી ચુકી હોય ? ધન્ય છે મહાત્માને ! અહીં પ્રથમની વિરૂદ્ધ બીજો વિવાહ પણ સિદ્ધ છે !

( ૪૭ ). પૃષ્ટ ૧૦૮ માં " देवरः कस्माद् द्वितीयो वर उच्यते " એને વેદનું પ્રમાણ લખ્યું છે, હમણાં તેને નિરૂક્તનું કહેતા હતા, અને ક્ષણેકમાં વેદનું કહેવા લાગ્યા ! સ્વામીજીને ભાંગના તરંગમાં સ્મરણ ન રહ્યું; પરંતુ એ વાક્ય વેદ કિંવા નિરૂક્ત એ બેમાંથી કોઈનું પણ નથી; તે ક્ષેપક છે.

( ૪૮ ). પૃષ્ટ ૧૦૯ માં " સંતાનનો સર્વથા ક્ષય થાય, ત્યારે નિયોગ થાય. " વળી પૃષ્ટ ૧૦૫ માં લખી ગયા છે કે, " એક વિધવા સ્ત્રી બે પોતાને માટે અને બબ્બે બીજા ચાર નિયુક્ત પુરૂષોને માટે સંતાનો ઉત્પન્ન કરી શકે છે. " ત્યારે કહો કે સંતાનનો ક્ષય થયા પછી નિયોગ ક્યાં રહ્યો ? વળી પૃષ્ટ ૧૦૪ માં લખે છે કે, " વિધવા સ્ત્રીના પુત્ર તે વીર્યદાતાના પુત્ર કહેવાતા નથી; તેમને તેનું ગોત્ર પણ થતું નથી. તે પુત્રપર તે વીર્યદાતાનું સ્વત્વ પણ રહેતું નથી; પરંતુ તે વિધવા સ્ત્રીના મરણ પામેલા પતિના પુત્ર થાય છે. " આ લેખથી " બબ્બે બીજા ચાર નિયુક્ત પુરૂષોને માટે ( વિધવા સ્ત્રી ) સંતાન કરી શકે છે " એ વાક્ય રદ અને નિરર્થક થયું.

( ૪૯ ). પૃષ્ટ ૧૧૦ માં " अन्यमिच्छस्व सुभगे पतिं मत् " " જ્યારે પતિ સંતાનોત્પત્તિ કરવામાં અસમર્થ થાય, ત્યારે પોતાની સ્ત્રીને આજ્ઞા આપે કે તું બીજા પતિની ઇચ્છા કર; મારાથી સંતાનોત્પત્તિની આશા રાખ માં. " ઇત્યાદિ લખી-

ને સ્વામીજીએ મહા અનર્થ કર્યો છે. ઋગ્વેદ મંડલ ૧૦ સૂક્ત ૧૦ માં એ સંપૂર્ણ મંત્ર આ પ્રમાણે છેઃ—

आधाता गच्छ उत्तरा युगानि यत्र जामयः कृणवन्नजामि ।
उपबर्ह्रहि वृषमाय बाहुमन्यमिच्छस्व सुभगे पतिं मत् ॥

એ સૂક્તમાં ૧૪ મંત્ર છે, તેમાં યમ ભાઈ અને યમી બ્હેનનો સંવાદ છે. બહેને ભાઇને કહ્યું છે કેઃ—"આપણે બન્ને પરસ્પર લગ્ન કરીએ." ત્યારે ભાઇ કહે છે કેઃ—"એવો યુગ આગળ આવશે કે જેમાં ભાઈ બહેનની સાથે એવું અયોગ્ય કર્મ કરશે. એ કારણથી હે સુભગે! તું મારા સિવાય બીજા પતિની ઇચ્છા કર." એજ અભિપ્રાય નિરૂક્તમાં સ્પષ્ટ રીતે લખ્યો છે. સંપૂર્ણ સૂક્ત અને નિરૂક્તને જોવાથી સ્વામીજીનું છળકપટ હસ્તામલકની પેઠે પ્રસિદ્ધ થાય છે.

(૫૦). પૃષ્ટ ૧૧૦ માં "प्रोषितो धर्मकामार्थं" એ મનુનો શ્લોક લખીને સ્વામીજીએ જે નિયોગ લખ્યો છે તે અનર્થ છે. મનુસ્મૃતિ અધ્યાય ૯ માના શ્લોક ૭૪, ૭૫ અને ૭૬ તથા તેની ટીકા જોવાથી અને શ્લોક ૭૪–૭૫ નો આશય વિચારવાથી બાવાજીનું છળકપટ સારી રીતે પ્રગટ થશે. વળી "वन्ध्याष्टमेऽधिवेद्यान्दे" એ શ્લોકના અર્થમાં લખ્યું છે કે—"તે સ્ત્રીને મૂકીને બીજી સ્ત્રીથી નિયોગ કરીને સંતાનોત્પત્તિ કરી લેવી." એ પણ અનર્થ છે. તેમજ તે પ્રથમ કહેલા લેખથી વિરૂદ્ધ છે કેઃ—"વિધવા સ્ત્રીનો પુત્ર તે વીર્યદાતાનો પુત્ર થતો નથી; પરંતુ તેના મરી ગયેલા પતિનો થાય છે." વળી

એજ પૃષ્ટમાં " જો પુરૂષ અત્યંત દુઃખદાયક હોય તો સ્ત્રીને ઉચિત છે કે તેને મૂકી બીજા પુરૂષથી નિયોગ કરી સંતાનોત્પત્તિ કરીને તેજ વિવાહિત પતિની દાયભાગી સંતાનોત્પત્તિ કરી લેવી. " આ બાવાજીનાં વાક્ય છે. તેમના રોમેરોમમાંથી નિયોગનો ધ્વનિ નીકળે છે. સંતાનોત્પત્તિ તેમના સ્મરણ માત્રથી થશે.

( ૫૧ ). પૃષ્ઠ ૧૧૧ માં " **अङ्गदङ्गात्संभवासि** " એ શામવેદના નામથી લખ્યું છે; પરંતુ દયાનંદજીના ચારે વેદોમાં તે નથી. સંવત્ ૧૯૩૩ માં છપાયેલી **સંસ્કારવિધિ**નાં પૃષ્ઠ ૩૮ માં આ મંત્રને ચારે વેદના નામથી લખેલ છે. એ બાવાજીનું વળી વિશેષ અજ્ઞાન છે કે બીજું કાંઈ?

( ૫૨ ). પૃષ્ઠ ૧૧૨ માં લખ્યું છે કે—" ગર્ભવતી સ્ત્રીસાથે એક વર્ષ સમાગમ ન કરવાના સમયમાં પુરૂષ અને સ્ત્રીથી ન રહેવાય તો કોઇથી નિયોગ કરીને તેના માટે પુત્ર ઉત્પન્ન કરી દે. " આ કયા વેદની આજ્ઞા છે? શું ગર્ભવતી સ્ત્રી ફરી ગર્ભ ધારી શકે છે? તમારી એજ વિદ્યા? અને એજ ધર્મોપદેશ? વાહરે સંન્યાસી બાવા!

( ૫૩ ). પૃષ્ઠ ૧૧૬ માં " જ્યારે માથાના વાળ ધોળા અને ચામડી ઢીલી થઇ જાય, અને પુત્રને ઘેર પુત્ર પણ થઇ ગયો હોય, ત્યારે વનમાં જઈને વસે. " પૃષ્ટ ૧૧૭ માં " એ રીતે વનમાં આયુષ્યનો ત્રીજો ભાગ અર્થાત્ પચીશમા વર્ષથી પંચોતેરમા વર્ષ સૂધી વાનપ્રસ્થ થઇને આયુષ્યના ચોથા ભાગમાં સન્યાસી થઇ જાય. " હવે જુઓ કે પ્રથમ વાનપ્રસ્થ માટે બાવાજીએ એમ લખ્યું કેઃ—" જ્યારે માથાના વાળ ધોળા

અને ચામડી ઢીલી થઇ જાય, અને પુત્રને ઘેર પણ પુત્ર થઈ ગયો હોય, ત્યારે વનમાં જઈને વસવું." ફરી એમ લખી નાંખ્યું કેઃ—" ૫૦ મા વર્ષથી ૭૫ મા વર્ષ સૂધી વાનપ્રસ્થ થઇને સંન્યાસી થઇ જવું." બુદ્ધિમાન્ વાચકવૃન્દ ! ખ્યાલ કરો કે બાવાજી ૨૪, ૪૪ અને ૪૮ વર્ષ સૂધી બ્રહ્મચર્યની આજ્ઞા લખી ગયા છે, અને "પુત્રને ઘેર પુત્ર પણ થઇ જાય" ત્યારે વાનપ્રસ્થનો સમય બતાવે છે ! જો બાવાજીના અનુયાયીઓ ઓછામાં ઓછા ૨૪ વર્ષનું બ્રહ્મચર્ય પાળીને લગ્ન કરશે, તો તેને માટે કયો કાળ બાકી રહ્યો કે જેમાં દીકરાને ઘેર દીકરા પણ થઈ જાય અને ૫૦ મા વર્ષથી વાનપ્રસ્થ ગ્રહણ કરી વનમાં જઇને વસે ? ધન્ય છે તેમને ! તેમની આજ્ઞાનુસાર જો કોઇ ૪૮ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળીને લગ્ન કરે, તો દીકરાને ઘેર દીકરા ક્યારે થાય ? ! અને તે વાનપ્રસ્થ ક્યારે થાય ? ! અહીં સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૩૦૩ નો લેખ સમજપૂર્વકનો ઠરશે ખરો કે ? જુઓ કે શી શી અસંભવિત વાતોના ગપાટા ભાંગની લહેરમાં ઉડાવી દીધા છે કે જેનું ઠર કે ઠેકાણું નથી !

( ૫૪ ). પૃષ્ટ ૧૨૫ માં " अप्रयत्नः सुखार्थेषु " એનો અર્થ એમ લખ્યો છે કેઃ—" શરીરના સુખને માટે અતિ પ્રયત્ન કરવો." પરંતુ તે વાક્યનો ખરો અર્થ એમ છે કેઃ— " સુખને માટે પ્રયત્ન ન કરવો." એમ લખવામાં થોડોક ભેદ રહેલો છે. બાવાજી એમ સમજ્યા હશે કે " અમે સંન્યાસાશ્રમમાં છતાં સુખ ભોગને માટે અતિ પ્રયત્ન કરી રહ્યા છીએ, તો પછી વાનપ્રસ્થને માટે તેનો નિષેધ કરવો એ ન્યાયની વાત નથી." ચાલો ઠીક છે, તેમના લખવાથી કાંઇ ભય નથી.

( ૫૫ ). પૃષ્ટ ૧૧૭ માં " ब्राह्मणस्य विजानतः " ગીતાના આ વાકયને વેદોના નામથી લખ્યું છે. તે કાંતો વેદમાં બતાવે, અગર તે ન બતાવી શકે તો સ્વામીજીને જુઠ્ઠા અને અજ્ઞ કબૂલ કરે !

( ૫૬ ). પૃષ્ટ ૧૧૮ માં " वेदांतविज्ञानसुनिश्चितार्थाः " એની વ્યાખ્યામાં મુકિતથી પાછા ફરવું અશુદ્ધ છે. પૃષ્ટ ૨૪૦ માં પાઠ વિરૂદ્ધ છે. અને સંવત ૧૯૩૩ માં છપાયલી સંસ્કાર વિધિનાં પૃષ્ટ ૧૩૮ માં પાઠ પ્રથમ પ્રમાણે છે, અને " મુકિતથી પાછા ફરવું થતું નથી. " કહો કે એ બેમાંથી કયો લેખ સત્ય છે ? અને કયો જુઠો છે ?

( ૫૭ ). પૃષ્ટ ૧૨૩ માં " એ ચાર પ્રકાર અર્થાત્ બ્રહ્મચર્ય,* વાનપ્રસ્થ અને સન્યાસાશ્રમ કરવો, એ બ્રાહ્મણનો ધર્મ છે. " હે બુદ્ધિમાનો ! પ્રત્યક્ષ જોઈ લ્યો કે, સરસ્વતીજીને ત્રણ અને ચારનું ભાન પણ નહોતું !

( ૫૮ ). પૃષ્ટ ૧૨૩ માં " મુકિતરૂપ અક્ષય આનંદ " એમ કહ્યું તો વળી મુકિતથી પાછા ફરવું શા માટે ?

( ૫૯ ). પૃષ્ટ ૧૨૬ માં " विविधानि च रत्नानि विविक्तेषूपपादयेत् " એ અર્ધો શ્લોક મનુના નામથી લખ્યો છે, પરંતુ મનુસ્મૃતિમાં તે કયાંય પણ નથી. એ કપોળકલ્પના કેવળ ધનસંગ્રહને માટેજ કરી છે, પરંતુ દયાનંદીઓના શુક્રાચાર્ય તુળશીરામની મનુસ્મૃતિમાં નીચે મુજબનો એક શ્લોક છેઃ—

धनानि तु यथाशक्ति विप्रेषु प्रतिपादयेत् ।
वेदवित्सु विविक्तेषु प्रेत्य स्वर्गं समश्नुते ॥

---

* નવી આવૃત્તિમાં ગૃહસ્થાશ્રમ ઉમેરીને સુધાર્યું છે.

**અર્થ**—યથાશક્તિ વેદના જાણવાવાળા નિઃસંગ **બ્રાહ્મણોને** **ધન** આપવું; જેથી પરલોકમાં સ્વર્ગને પામે છે.

( ૬૦ ). પૃષ્ટ ૧૨૭ માં " નરકગામી. " પૃષ્ટ ૨૧૯ માં સ્વર્ગ નર્ક સ્પષ્ટ માન્યા છે, અને પૃષ્ટ ૩૨૭, ૪૦૯ અને ૫૯૦ માં દયાનંદજીનો સિદ્ધાંત " સ્વર્ગ–નર્ક, સુખ–દુઃખ વિશેષ ભોગનાં નામ છે. " વાસ્તવિક તો સ્વર્ગ–નર્ક લોકવિશેષ છે અને એ વિષય સ્વર્ગસિદ્ધિમાં સંક્ષેપથી લખ્યો છે.

( ૬૧ ). પૃષ્ટ ૧૪૬ માં " ક્રોધથી ઉત્પન્ન થતાં વ્યસનોમાં ' સાહસ ' શબ્દનો અર્થ બળાત્કાર કોઈની સ્ત્રીથી ખરાબ કામ કરવું " એમ લખ્યું છે, તે અતિ અશુદ્ધ છે. કામથી ઉત્પન્ન થતા દોષ પ્રથમ શ્લોકમાં લખ્યા છે. સ્ત્રીગમન કામથી ઉત્પન્ન થનાર છે, ક્રોધથી નહિ. પરંતુ સ્વામીજીએ બળાત્કાર કોઈની સ્ત્રીથી ખરાબ કામનો નિષેધ કર્યો છે. અબળાત્કાર ભય નથી. સંવત ૧૯૩૩ ની છાપેલી **સંસ્કાર વિધિનાં** પૃષ્ટ ૧૨૭માં એજ સાહસ શબ્દનો અર્થ " હઠ, દુરાગ્રહ, વિચાર વગર કોઈ દુષ્ટ કામ કરી નાંખવું " એમ લખ્યું છે.

( ૬૨ ). પૃષ્ટ ૧૫૨ માં લખ્યું છે કેઃ—" તેનું પુણ્યફળ બધું નાશ પામી જાય છે. " વળી પૃષ્ટ ૩૨૪ માં લખ્યું છે કે–' પાપ કિંવા પુણ્ય કોઈનું નાશ પામતું નથી. " તો એ બેમાંથી કયું ખરૂં ? અને કયું ખોટું ?

( ૬૩ ). પૃષ્ટ ૧૭૨ માં " **वधदण्ड मतः परम्** " એનો અર્થ એવો લખ્યો છે કે—" વધ દંડ અર્થાત્ એને ચાબુક અગર નેતરની છડીથી મારવું અથવા માથુ કાપી નાખવું. " અહીં

બાવાજી માથું કાપવું અને ચાબુક કિંવા છડીથી મારવું, એ બનેને સરખા સમજ્યા છે !

( ૬૪ ). પૃષ્ટ ૧૭૫ માં " જે સ્ત્રી પતિને મૂકીને અન્ય પુરૂષ સાથે વ્યભિચાર કરે, તેને રાજા કુતરાઓથી કરડાવી, મરાવી નાખે. એજ રીતે જે પુરૂષ પરસ્ત્રી કે વેશ્યાગમન કરે, તેને લોઢાના પલંગને અગ્નિથી તપાવી લાલચોળ કરીને તેનાપર સુવાડીને જીવતોજ બાળી ભસ્મ કરી દે. " **આર્યોદેશ્યરત્નમાળાના** પૃષ્ટ ૨૦ માં વ્યભિચારનું લક્ષણુ "પોતાની સ્ત્રી વિના બીજી સ્ત્રી સાથે ગમન કરવા" નું લખ્યું છે. એ લેખથી નિયોગની આજ્ઞા સર્વથા અધર્મયુક્ત અને વ્યભિચારરૂપ ઠરે છે. તો નિયોગ કરવાવાળાં સ્ત્રી–પુરૂષોને સ્વામીના ઉપર લખ્યા નિયમ પ્રમાણે દંડ દેવો ઉચિત છે ! શી પરસ્પરની વિરૂદ્ધતા !

( ૬૫ ) પૃષ્ટ ૧૬૯ માં " પ્રાણુ, અપાન, વ્યાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય અને જીવાત્મા, એ અગિયાર રૂદ્ર છે. " ગણી જુઓ કે એ અગિઆર થાય છે કે દશ ?*

( ૬૬ ). પૃષ્ટ ૧૭૧ માં. " આત્માની અંદરથી ખરાબ કામ કરવામાં ભય, શંકા અને લજ્જા; તથા સારાં કામ કરવામાં અભય, નિઃશંકતા અને આનંદોત્સાહ ઉત્પન્ન થાય છે; તે પરમાત્માના તરફથી જ છે. " વળી પૃષ્ટ ૨૪૩ તથા ૪૧૪માં પણુ એજ પ્રમાણે લખ્યું છે. પહેલાના **સત્યાર્થપ્રકાશના** પૃષ્ટ ૫૮ માં ધર્માધર્મનું પણુ એજ લક્ષણુ લખ્યું છે; પરંતુ તે સર્વથા અશુદ્ધ છે.

* બીજી આવૃત્તિમાં સુધારીને અગિયાર કર્યાં છે.

( ૬૭ ). પૃષ્ટ ૧૭૭માં " પ્રાણી, અપ્રાણી, કર્મ અને યત્ન કરે છે. " એમ લખ્યું છે તે અશુદ્ધ છે; કેમકે અજીવ-જીવ વગરના-પદાર્થ કદીપણ કર્મ કે યત્ન કરી શકતા જ નથી.

( ૬૮ ). પૃષ્ટ ૧૭૭ માં " समाधिनिर्धूतमलस्य चेतसः " એને ઉપનિષદ્‌નું વચન લખ્યું છે, પરંતુ તે દશે ઉપનિષદ્‌માં છેજ નહિ !

( ૬૯ ) પૃષ્ટ ૧૭૮ માં " વાંસાના મધ્ય હાડકા-બરડાની કરોડમાં મનને સ્થિર કરી પોતામાં આત્મા તથા પરમાત્માનું વિવેચન કરી પરમાત્મામાં મગ્ન થઇ સંયમી થવું. " ઇત્યાદિ દયાનંદીઓએ ગુરૂજીની આ આજ્ઞાનું અવશ્ય પાલન કરવું જોઇએ. ધન્ય છે! મૂર્તિપૂજાનો નિશેધ અને હાડપૂજાની વિધિ ?

( ૭૦ ). પૃષ્ટ ૧૭૯ માં " પરમેશ્વરનું સામીપ્ય પ્રાપ્ત થવાથી બધાં દોષ દુઃખ દૂર થઇને પરમેશ્વરના ગુણ, કર્મ, સ્વભાવના જેવાજ જીવાત્માના ગુણ કર્મ, સ્વભાવ પવિત્ર થઇ જાય છે. " વળી પૃષ્ટ ૨૫૦ માં " મુક્તિમાં જીવાત્મા નિર્મળ થવાથી પૂર્ણ જ્ઞાની થઇને " પૃષ્ટ ૨૧૯ માં એનાથી વિરૂદ્ધ " જીવનું પરમ અવધિ પર્યંત જ્ઞાન વધે તો પણ તે પરિમિત જ્ઞાન અને સામર્થ્યવાળો થાય છે. અનન્ત જ્ઞાન અને સામર્થ્યવાળો ક્યારે પણ થઇ શકતો નથી. " વળી પૃષ્ટ ૨૪૧ માં " જીવ મુક્ત થઇને પણ શુદ્ધ સ્વરૂપ, અલ્પજ્ઞ અને પરિમિત ગુણ, કર્મ, સ્વભાવવાળો રહે છે. " અને પૃષ્ટ ૪૨૪ માં " જીવને મુક્ત દશામાં સર્વજ્ઞ માનવો એ જૂઠું છે. " કહો કે આમાં કાંઇ પરસ્પર વિરોધ છે કે નહિ ?

( ૭૧ ). પૃષ્ટ ૧૮૮ માં લખ્યું છે કે–" પરમાત્માએ આ જગત્‌ના સઘળા પદાર્થો જીવોના સુખને માટે બનાવી રાખ્યા છે; તેનો ઉપકાર ભૂલી જવો અને ઇશ્વરને પણ ન માનવો એ કૃતઘ્નતા અને મૂર્ખતા છે. ઇત્યાદિ જુઓ કે જગતના એક જીવને પણ આ જગત્‌ના સઘળા પદાર્થો આપી દીધા નથી, તો બધાને તો કયાંથી જ મળે ? તેથી ઉલટું ઘણાક તો બહુધા ભૂખે મરે છે; અને ટાઢથી ઠુંઠવાઇ જાય છે.

( ૭૨ ). પૃષ્ટ ૧૯૪ માં લખે છે કે–" ઇશ્વરને ત્રિકાળદર્શિ કહેવો, એ મૂર્ખતાનું કામ છે." વળી પૃષ્ટ ૧૮૫ માં "જીવનું ત્રિકાળજ્ઞ થવું." અને સંવત્ ૧૯૩૨ ના છાપેલા આર્યાભિવિનય ના પૃષ્ટ ૮ તથા ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકાના પૃષ્ટ ૭૬ માં પણ "ઇશ્વરને ત્રિકાળદર્શી" લખ્યો છે. એવું પરસ્પર વિરૂદ્ધ લખાણ કરવું, એ વિદ્વાનોનું કામ છે કે મૂર્ખાઓનું ? !

( ૭૩ ). પૃષ્ટ ૧૯૬ માં " य आत्मनि " એ બૃહદારણ્યકનું વચન મહર્ષિ યાજ્ઞવલ્કય પોતાની સ્ત્રી મૈત્રેયીને કહે છે. ઇત્યાદિ. એ વચન બૃહદારણ્યકનું નથી, તેમ યાજ્ઞવલ્કય અને મૈત્રેયીના સંવાદનું પણ નથી, પરંતુ એ શ્રુતિ શતપથમાં યાજ્ઞવલ્કય અને ઉદ્દાલકના સંવાદનું છે.

( ૭૪ ) પૃષ્ટ ૧૯૭ માં " जीवे शौच विशुद्धाचित् " " એ સંક્ષેપ શારીરિક અને શારીરિક ભાષ્યમાં કારિકા છે." એ શ્લોક ઉક્ત બને ગ્રંથોમાં નથી, તે બાવાજીના અજ્ઞાનમાં છે !

( ૭૫ ). પૃષ્ટ ૨૦૧ માં " રાગ–પ્રીતિ પોતાથી ભિન્ન ઉત્તમ પદાર્થોમાં છે." એ લખવું ખોટું છે, કેમકે પ્રીતિ મદ્ય–દારૂ વગેરે અધમ પદાર્થોમાં પણ થાય છે.

( ૭૬ ). પૃષ્ટ ૨૦૧ માં "ઇશ્વરમાં ઇચ્છાનો તો સંભવજ નથી." વળી પૃષ્ટ ૨૧ માં "પરમેશ્વર પણ પ્રાણી માત્રની ઉન્નતિ ઇચ્છે છે." પૃષ્ટ ૨૧૨ માં "પરમેશ્વરે કામના કરી;" સંવત્ ૧૯૩૩ ની છપાયલી **સંસ્કારવિધિ** પૃષ્ઠ ૧૫૦ માં "સર્વ પદાર્થો ઇશ્વરની ઇચ્છાથી તારે માટે સુખદાયક થાય !" કહો કે આ લેખો કેવા પરસ્પર વિરૂદ્ધ છે !

( ૭૭ ). પૃષ્ટ ૨૦૩ માં "**પ્રશ્ન**–વેદ ઇશ્વર પ્રણિત છે, અન્ય ( મનુષ્ય ) કૃત નથી; તેનું શું પ્રમાણ છે? **ઉત્તર**–પરમેશ્વર જેવો પવિત્ર, સર્વ વિદ્યાઓને જાણનાર, શુદ્ધ ગુણ કર્મ સ્વભાવવાળો, ન્યાયકારી, દયાળુ, ઈત્યાદિ ગુણો વાળો છે; તેવા જે પુસ્તકમાં ઇશ્વરના ગુણ કર્મ સ્વભાવનું અનુકૂળ કથન હોય, તે ઇશ્વરકૃત છે, બીજા નહિ." ઇત્યાદિ લેખ છે. સ્વામીજી વેદોને અનાદિ અને સ્વતઃસિદ્ધ માનતા હતા, અહીં તેને ઇશ્વરકૃત સિદ્ધ કર્યા. તે ઉપરાંત તેમણે વેદો ઈશ્વર કૃત હોવાનાં જે લક્ષણ લખ્યાં, તે બ્રાહ્મણ અને ઋષિ મુનિકૃત ગ્રંથોમાં પણ વિદ્યમાન છે ! વળી સમાજી લોકો તો **સત્યાર્થપ્રકાશ**માં પણ ઇશ્વરના ગુણ કર્મ સ્વભાવને અનુકૂળજ કથન માનતા હશે; તેથી વિરૂદ્ધ માનશે તો તે ગ્રંથ અપ્રમાણિક થશે, તેથી તેમના લખાણમાં અતિવ્યાપ્તિનો દોષ પ્રત્યક્ષ છે.

( ૭૮ ). પૃષ્ટ ૨૦૪ માં "મહર્ષિ લોકો જયારે જયારે જેના જેના અર્થને જાણવાની ઇચ્છા કરીને ધ્યાનાવસ્થિત થઇ પરમેશ્વરના સ્વરૂપમાં સમાધિસ્થ થયા, ત્યારે ત્યારે પરમાત્માએ તેમને અભીષ્ટ મંત્રોના અર્થ જણાવ્યા. જ્યારે ઘણાઓના આત્મામાં વેદાર્થપ્રકાશ થયો, ત્યારે ઋષિ મુનિઓએ તે અર્થ અને ઋષિ મુનિ-

ઓના ઇતિહાસ પૂર્વક જે ગ્રંથ બનાવ્યા, તેનુ નામ બ્રાહ્મણ અર્થાત્ બ્રહ્મ જે વેદ તેના વ્યાખ્યાન ગ્રંથ હોવાથી બ્રાહ્મણ નામ થયું." ઇત્યાદિ. જુઓ, વેદના જે અર્થ પરમાત્માએ ઋષિ મુનિઓને હૃદયમાં પ્રકાશિત કર્યા, તે બ્રાહ્મણ ગ્રંથ છે, ત્યારે તેમાં વેદ વિરૂદ્ધ કહેવું, એ પૂર્ણ નાસ્તિકપણું છે કે નહિ ?

( ૭૯ ). પૃષ્ટ ૨૦૫ માં " બ્રાહ્મણ ગ્રંથોમાં ઘણા ઋષિ મહર્ષિ અને રાજાઓ વગેરેના ઇતિહાસ લખ્યા છે અને ઇતિહાસ જેનો હોય તે તેના જન્મની પછી લખાય છે. તેથી તે ગ્રંથ પણ તેના જન્મ પછીજ થાય છે." ઇત્યાદિ. વળી સં. ૧૯૩૩ ની છપાયલી **સંસ્કારવિધિના** પૃષ્ટ ૭૦ માં " पूर्वो जातो ब्राह्मणो ब्रह्मचारी । આ અથર્વવેદના મંત્રની વ્યાખ્યામાં " શતપથાદિ બ્રાહ્મણ ગ્રંથ લખ્યા છે." સ્વામીજીના લેખ પ્રમાણે વેદોનો પ્રકાશ શતપથાદિ બ્રાહ્મણ ગ્રંથોની પછી થયો હશે, કેમકે તેવું વર્ણન વેદમાં છે. વળી **સત્યાર્થપ્રકાશ** પૃષ્ટ ૩૨૭ માં "ब्राह्मणानीतिहासान् पुराणानि कल्पान् गाथानाराशंसीरिति" એની વ્યાખ્યામાં લખ્યું છે કે " ઐતરેય, શતપથ, સામ અને ગોપથ બ્રાહ્મણ ગ્રંથોના ઇતિહાસ, પુરાણ, કલ્પ, ગાથા અને નારાશંસી એ પાંચ નામ છે, અને તે નામ અથર્વવેદમાં આવ્યાં છે. તેમજ

" स बृहतीं दिशमनुव्यचलत् तमितिहासश्च पुराणञ्च। गाथाश्च नाराशंसीश्चानुव्यचलन् ॥
इतिहासस्य च वै स पुराणस्य च गाथानां च ।
नाराशंसीनांच प्रियं धाम भवति य एवं वेद ॥"

હવે સ્વામીના પ્રથમના લેખ પ્રમાણે એ વાત વધારે સારી

રીતે સિદ્ધ થઇ ગઈ કે–વેદોનો પ્રકાશ ઐતરેય શતપથાદિ બ્રાહ્મણ ગ્રંથોની પછીજ થયો; કેમકે અથર્વ વેદમાં ઈતિહાસ પુરાણ વગેરે એમનાં નામ સ્પષ્ટ લખ્યાં છે. વળી દયાનંદ કૃત યજુર્વેદ ભાષ્ય અધ્યાય ૧૨ મંત્ર ૫ માના પદાર્થમાં " વામદેવ ઋષિ " અને અધ્યાય ૧૯ મંત્ર ૭૩ ના પદાર્થમાં " અંગિરા વિદ્વાન્ " એમ લખ્યું છે. આથી સ્વામીજીના લખવા પ્રમાણે જણાય છે કે–વેદોનો પ્રકાશ વામદેવ ઋષિ અને અંગિરા વિદ્વાન્‌ના જન્મ પછીજ થયો. વળી બ્રાહ્મણમાં જનમેજયની કથા છે, એથી એમ થયું કે બ્રાહ્મણ ગ્રંથ જનમેજયની પણ પાછળ બન્યા છે! પરંતુ તેમ છેજ નહિ, એ તો માત્ર સ્વામીજીની અજ્ઞાનતા છે. સ્વામીજીના માનેલા વેદોમાં ઘણાક ઋષિ મહર્ષિ અને રાજાદિના ઇતિહાસ અને નામ લખ્યાં છે. કે જે **બ્રાહ્મણ સર્વસ્વ** અને **દયાનંદના મૂળ સિદ્ધાંતની હાનિ** વગેરે પુસ્તકોમાં પ્રગટ થયેલ છે. તેમાં રાજા શાન્તનુ અને પરીક્ષિત સૂધીનો ઇતિહાસ વર્ણવ્યો છે. ત્યારે સ્વામીજીના મત પ્રમાણે તો વેદોનો પ્રકાશ તે રાજાઓના જન્મ પછીજ થયો!

( ૮૦ ). પૃષ્ટ ૨૦૫ માં લખ્યું છે કે–" વેદોમાં કોઇનો ઇતિહાસ નથી. " ઇત્યાદિ વેદોમાં બહુધા ઇતિહાસ છે, એ ઉપર લખી ગયા. **સત્યાર્થ પ્રકાશ** પૃષ્ટ ૨૨૬ માંજ લખ્યું છે કે– " વેદાદિ શાસ્ત્રોમાં જે કાંઈ વ્યવસ્થા અને ઇતિહાસ લખ્યા છે, તેને માન્ય કરવાં એ ભદ્ર પુરૂષોનું કામ છે. " અહીં એ પણ સવાલ ઉત્પન્ન થાય છે કે " વેદાદિ " એ પદમાં ' આદિ ' શબ્દથી કયા શાસ્ત્રોને ગ્રહણ કર્યા છે? કેમકે બ્રાહ્મણ અને ઋષિમુનિ કૃત ગ્રંથોમાં તો પોતે વેદવિરૂદ્ધ બતાવેજ છે અને અસત્ય

મિશ્રિત સત્યને વિષ સંયુક્ત અન્નની પેઠે તજવા યોગ્ય લખી ચૂકયા છે? તો પછી વેદ એટલે તેમણે પોતે માનેલી ચાર શાખાઓ ઉપરાંત "આદિ" શબ્દથી કયા શાસ્ત્રોમાં લખેલી વ્યવસ્થા અથવા ઇતિહાસોને માન્ય કરવાનું ભદ્ર પુરૂષોનું કામ છે? તે કેમ ન બતાવ્યું?

(૮૧). પૃષ્ટ ૨૦૫ માં—"**પ્રશ્ન**—વેદોની કેટલી શાખા છે? **ઉત્તર**—એકસો સત્તાવીસ!" પૃષ્ટ ૫૮૭ માં "અગિયારસો સત્યાવીસ!" વળી પૃષ્ટ ૩૪૬ માં "મૂર્ત્તિપૂજક સંપ્રદાયના લોકો પ્રશ્ન કરે છે કે—વેદ અનન્ત છે. ઋગ્વેદની ૨૧, યજુર્વેદની ૧૦૧, સામવેદની ૧૦૦૦ અને અથર્વેદની ૯ શાખાઓ છે. આનો સરવાળો કરવાથી ૧૧૩૧ થાય છે. સ્વામીજીના ઉપર લખેલા બને લેખ જૂઠા છે. મૂર્ત્તિપૂજકોનુંજ કહેવું સત્ય છે; કેમકે મહાભાષ્યમાં એ પ્રમાણેજ લખ્યું છે—તે આ પ્રમાણેઃ—

"**एक शतमध्वर्य्युशाखाः । सहस्रवर्त्मा सामवेदः ।**
**एकविंशतिधा बाहवृच्यम् । नवधा आथर्वणो वेदः ॥**

આ વચન **વેદાંગ પ્રકાશ** પૃષ્ટ ૩ જામાં સ્વામીજીએ પણ લખ્યાં છે, પૃષ્ઠ ૪ થામાં તેનો ભાવાર્થ પણ ઠીક લખી ગયા છે, પરંતુ તેમના સત્યાર્થપ્રકાશમાં આજ સુધી અશુદ્ધજ છે!

(૮૨). પૃષ્ટ ૨૦૭ માં "इयं विसृष्टिर्यत आबभूव।" આ શ્રુતિનો પાઠ અશુદ્ધ છે.

(૮૩). પૃષ્ઠ ૨૦૮ માં "**પ્રશ્ન**—અનાદિ કોને કહે છે?" અહીં બાવાજીને (ભાંગ) એવી ચડી કે પ્રશ્ન લખીને તેનો ઉત્તર લખવાનું ધ્યાનજ ન રહ્યું! એવા પુરૂષોને ઉન્મત્ત કહેવા જોઇએ? કે અન્ય કાંઈ?

( ૮૪ ). પૃષ્ટ ૨૧૦ માં " तदैक्षत बहुस्यानू " આ શ્રુતિને તૈત્તિરીયોપનિષદ્‌ના નામથી લખી છે, પરંતુ તે છાંદોગ્યની છે.

(૮૫) પૃષ્ટ ૨૧૩ માં લખ્યું કે—" પરમેશ્વરનો સ્વાભાવિક ગુણ જગત્‌ની ઉત્પત્તિ કરીને સર્વ પ્રાણીઓને અસંખ્ય પદાર્થો આપીને પરોપકાર કરવાનો છે." હવે જુઓ કે એક જીવને પણ અસંખ્ય પદાર્થ આપ્યા નથી, તેમ જે બાળક જન્મીને જ મરણ પામ્યું, તેને કેટલા પદાર્થ આપીને ઉપકાર કર્યા કહેવાય? અને કીટ, પતંગાદિને કેટલા પદાર્થ આપ્યા છે?! વાહરે તમારી બુદ્ધિ?

(૮૬) પૃષ્ટ ૨૨૩ માં ततो मनुष्या अजायन्त। આ યજુર્વેદમાં લખ્યું છે, શરૂઆતમાં અનેક અર્થાત્ સેંકડો—હજારો મનુષ્યો ઉત્પન્ન થયા." ઈત્યાદિ. ઉપલું વાકય યજુર્વેદમાં કયાંય પણ નથી; એથી તે સ્વામીજીનું કપોલકલ્પિત સિદ્ધાંત હોવાને લીધે સર્વથા અશુદ્ધ છે. વળી પૃષ્ટ ૫૪ તથા ૫૭ માં ઉપલા સિદ્ધાંતથી વિરૂદ્ધ લેખ છે, તે પહેલાં બતાવી દીધો છે. ઉપલું વાકય બૃહદારણ્યકોપનિષદ્‌માં છે. ત્યારે હવે ઉપનિષદ્‌ને વેદ માનો, અથવા સ્વામીજીની અજ્ઞતા જાણો. વળી એ પણ ધ્યાનમાં રાખવું કે ઉપનિષદ્‌માં એ વાકયનો આશય સ્વામીજીના લેખથી વિરૂદ્ધ છે, તેથી સ્વામીજીનો લેખ સર્વ રીતે અશુદ્ધ છે.

(૮૭) પૃષ્ટ ૨૨૩ માં "પ્રશ્ન—ઇશ્વરે કોઈ જીવોને મનુષ્ય, કોઇને સિંહાદિ, કોઇને હરણ ગાય વગેરે, કોઈને વૃક્ષાદિ, કોઇને કૃમિ, કીટ પતંગાદિમાં જન્મ આપ્યો છે, એથી પરમાત્મામાં પક્ષપાતનો દોષ આવે છે. ઉત્તર—એથી પક્ષપાત દોષ આવતો

નથી, કેમકે તે જીવોના પૂર્વ સૃષ્ટિમાં કરેલાં કર્માનુસાર વ્યવસ્થા કરવાથી તેમનાં જન્મ થયા છે. જો પૂર્વ કર્મવિના જન્મ દેત તો પક્ષપાતનો દોષ આવત." ઇત્યાદિ. મુક્ત જીવોના શુભાશુભ કર્મોનો સર્વથા નાશ થઈ જાય છે, તેનો જન્મ માનવામાં પણ તેજ દોષ પૂર્ણ છે; અને બાવાજીના કપોળકલ્પિત તથા શાસ્ત્રવિરૂદ્ધ મહા અશુદ્ધ પુનરાવૃત્તિરૂપ સિદ્ધાંતના ચૂરેચૂરા થઈ જાય છે.

(૮૮) પૃષ્ટ ૨૨૪ માં "મનુષ્યોની આદિ સૃષ્ટિ તિબેટમાં થઇ પછી તે અહીં આવ્યા." વળી પૃષ્ટ ૫૮૯ માં લખ્યું કે—"આ ભૂમિનું નામ આર્યાવર્ત એટલા માટે છે કે—તેમાં આદિ સૃષ્ઠિથી આર્ય લોક નિવાસ કરે છે!" "આર્યોદ્દેશ્ય રત્નમાલા પૃષ્ટ ૧૧ માં "જે હમેશથી આર્યાવર્ત્ત દેશમાં રહેવા વાળા છે, તેને આર્ય કહે છે." ઇત્યાદિ. પહેલાથી વિરૂદ્ધ બીજો લેખ છે, અને ત્રીજા લેખથી તો એ સિદ્ધ થયું કે—"સૃષ્ટિની શરૂઆત જે જે તિબેટમાં ઉત્પન્ન થયા, તે આર્યો ન હતા? કેમકે તેઓ હમેશથી આર્યાવર્ત્ત દેશમાં રહેતા નહોતા. ધન્ય છે! પોતાના અનુયાયી પુરૂષોને અનાર્ય બનાવ્યા! અને પોતે પણ અનાર્યોના સંતાન થયા!

(૮૯) પૃષ્ટ ૨૨૪ માં

आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात् ।
तयोरेवान्तरं गिर्योरार्यावर्त्तं विदुर्बुधाः ॥ १ ॥
सरस्वती दृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् ।
तं देवनिर्मितं देशमार्यावर्त्तं प्रचक्षते ॥ २ ॥

આ બે શ્લોક મનુના નામથી લખ્યા છે, પરંતુ મનુના બીજા શ્લોકનું ચોથું પાદ એવી રીતે નથી. પણ " ब्रह्मावर्तं प्रचक्षते " એવું છે. બાવાજીએ પહેલા શ્લોકનો અન્વય બીજા શ્લોકની સાથે કરીને અર્થનો પણ સર્વથા અનર્થ કર્યો છે.

( ૯૦ ). પૃષ્ટ ૨૨૬ માં " એક અબજ છન્નુ ક્રોડ, કેટલાક લાખ અને કેટલાક હજાર વર્ષ જગતની ઉત્પત્તિ અને વેદોનો પ્રકાશ થવાને લાગ્યા છે, આનો સ્પષ્ટ અર્થ મારી બનાવેલી ભૂમિકામાં લખ્યો છે. નોટ–ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકામાં વેદોત્પત્તિ વિષયમાં જુઓ. " ઇત્યાદિ. ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકાના લેખ પ્રમાણે સૃષ્ટિનાં ગતશેષ વર્ષોની ગણનામાં ૨૫૯૨૦૦૦૦ વર્ષોની ભૂલ છે ! તેથી સ્વામીજીનો આ સિદ્ધાંત સર્વથા નિર્મૂલ છે. આ સૃષ્ટિ અને વેદોના પ્રકાશનો એક સમય માનવામાં પણ બાવાજીનું મોટું અજ્ઞાન છે. કૃપારામની કજરફતારીમાં આ વિષય ઉપર સવિસ્તર લખેલું છે.

( ૯૧ ). પૃષ્ટ ૨૨૮ માં " પૃથ્વી આદિ લોકો ફરે છે." બીજી વાર છપાયલી સંસ્કાર વિધિમાં પૃષ્ટ ૧૪૩ માં અથર્વવેદનો આ મંત્ર લખ્યો છેઃ ओ३म् ध्रुवा द्यौ ध्रुवा पृथिव्यादि એના અર્થમાં પણ પૃથ્વીને સ્થિરજ લખી છે. યજુર્વેદ અધ્યાય ૭ માનો મંત્ર ૨૫ મો એમ છે કે–उपयामगृहितोसि ध्रुवोध्रुवक्षिति. સ્વામીજીએ એના અર્થમાં પૃથ્વીને સ્થિરજ લખી છે. **સિદ્ધાંત શિરોમણિ** ગોલાધ્યાયમાં भूरचला स्वभावतः એમ લખ્યું છે. એટલા માટે બાવાજીનો એ સિદ્ધાંત છે કે–' પૃથ્વી ફરે છે. ' એ અંગ્રેજોનું અનુસરણ અને વેદાદિ શાસ્ત્રોથી વિરૂદ્ધ છે.

( ૯૨ ). પૃષ્ટ ૨૮૮ માં પૃથ્વીના ફરવામાં "आयं गौः" એ શ્રુતિ લખી છે; गौः પદથી પૃથ્વીનું ગ્રહણ કર્યું છે. બુદ્ધિમાન્ લોકો એટલાથીજ સમજી લેશે કે–સ્વામીજી વ્યાકરણના પણ કેવા પંડિત હતા ? કે જેમને સ્ત્રીલિંગ અને પુલ્લિંગનું પણ જ્ઞાન ન્હોતું !

( ૯૩ ) પૃષ્ટ ૨૨૮ માં "જીવ કર્મ કરવામાં સ્વતંત્ર છે, પણ કર્મોના ફળ ભોગવવામાં ઈશ્વરની વ્યવસ્થાથી પરતંત્ર છે." પૃષ્ટ ૫૯૦ માં પણ એમજ લખ્યું છે. પરંતુ જીવ કર્મ કરવામાં તેમજ ફળ ભોગવવામાં સર્વથા પરતંત્ર છે, અર્થાત્ તે બને બાબતમાં પોતાના પૂર્વ કર્માનુસાર ઇશ્વરાધીન છે. આ વિષયપર "દયાનંદ મત પરીક્ષા–વગેરે પુસ્તકોમાં વેદાદિ શાસ્ત્રોનાં વચન અને પ્રબળ યુક્તિઓથી સારી સિદ્ધિ કરેલ છે.

( ૯૪ ). પૃષ્ટ ૨૩૯ માં ઉપનિષદ્ અને વ્યાસજીનાં વચનોને વેદવિરૂદ્ધ કહ્યાં, અને પૃષ્ટ ૩૨૭ માં વ્યાસજીને મહાન્ વિદ્વાન, સત્યવાદી, ધાર્મિક, યોગી કહ્યા, પૃષ્ટ ૩૨૮ માં લખ્યું કે–"વ્યાસજી ચારે વેદ ભણ્યા હતા." પૃષ્ટ ૪૪૬ માં "વ્યાસ મુનિએ શારીરિક સૂત્રોથી બધા જ્ઞાનકાંડ વેદાનુકૂલ લખ્યા છે." ઈત્યાદિ લખ્યું. ત્યારે હવે કહો કે વ્યાસજીનાં પૂ-ર્વોક્ત વચન વેદાનુકૂળ કે વેદની પ્રતિકૂળ છે? બાવાજીના કયા લખાણને આપણે સત્ય માનવું ? અને કયાને જૂઠું ?

( ૯૫ ). ૨૪૦ માં "મુકિત અનિત્ય થઇ ગઈ!" આ બીજાઓપર આક્ષેપ કર્યો છે; અને એજ પૃષ્ટમાં પોતે 'મહા-કલ્પ પછી મુકત જીવોનું સંસારમાં આગમન' લખે છે. એમને એ જ્ઞાન પણ નથી કે પોતાના મતમાં મુક્તિ નિત્ય રહી કે અનિત્ય થઇ ગઈ ?

( ૯૬ ). પૃષ્ટ ૨૪૦ માં "મુકિતના સ્થાનમાં ઘણીજ ભીડાભીડ થઈ જશે, કેમકે ત્યાં આવક વધારે અને જાવક કાંઇ પણ ન હોવાથી વધારાનો પાર નહિ રહે? ઇત્યાદિ" બાવાજીને ભાંગના તરંગમાં એમજ સમજાયું હશે કે મુકિતનું સ્થાન વધારેમાં વધારે મુંબઇ કે કલકત્તા જેવડુંજ હશે! ત્યાં અનંત મુકત જીવો શી રીતે રહી શકશે? એજ વિચારથી તેમણે મહાકલ્પ પછી મુકત જીવોને સંસારમાં પાછા આવવાનું માની લીધું હશે? પરંતુ તેમને એ ધ્યાન ન રહ્યું કે-એજ સત્યાર્થ પ્રકાશના પૃષ્ટ ૨૩૬ માં લખ્યું છે કે–"જે બ્રહ્મ સર્વત્ર પૂર્ણ છે, તેમાં મુકત જીવો અવ્યાહત ગતિ એટલે જેને કયાંપણ અટકવાનું નથી, એવી રીતે વિજ્ઞાન આનંદ પૂર્વક સ્વતંત્ર વિચરે છે." પૃષ્ટ ૨૩૮ માં લખે છે કે–"તેમને બધા લોક અને બધી કામના પ્રાપ્ત થાય છે. અર્થાત્ તેઓ જેજે સંકલ્પ કરે છે, તે તે લોક અને તે તે કામના પ્રાપ્ત થાય છે. તે મુકત જીવો સ્થૂલ શરીરને મૂકીને સંકલ્પમય શરીરથી આકાશમાં–પરમેશ્વરમાં વિચરે છે. વળી પૃષ્ટ ૨૪૫ માં લખ્યું કે–"મુકિત તો તેજ છે કે— જયાં ઇચ્છા થાય ત્યાં વિચરે, કયાંય અટકે નહિ." પૃષ્ટ ૨૫૦ માં "મુક્ત જીવ અનન્ત વ્યાપક બ્રહ્મમાં સ્વચ્છંદ ફરે છે." ઇત્યાદિ. હવે જયારે મુકત જીવ સ્થૂલ શરીરને મૂકી દઇને સંકલ્પમય શરીરથી બ્રહ્મમાં રહે છે, અને તે બ્રહ્મ સર્વત્ર પૂર્ણ વ્યાપક છે, ત્યારે સ્વામીજીને મુકિતના સ્થાનમાં ઘણીજ ભીડાભીડ થઇ જશે! એવો ભય ઉત્પન્ન થવો એ કેવળ તેમના અજ્ઞાનનુંજ કારણ છે. જયારે જીવોનાં સ્થૂળ શરીર છતાં આ નાના સરખા ભૂલોકમાં તેથી ભીડાભીડ ન થતાં ઘણી પૃથ્વી જીવોના

વસવાટ વિના ખાલી પડી છે, તેવીજ રીતે બીજા લોકો વિષે પણ સમજવું, ત્યારે મુક્ત જીવો સંકલ્પમય શરીરથી જે સર્વત્ર પૂર્ણ બ્રહ્મ વ્યાપક છે, તેમાં રહેશે, અને સર્વ લોકોમાં રોકટોક વિના યથેચ્છાથી વિચરશે, તો પછી ઘણીજ ભીડાભીડ થઇ જશે? કે ઘણો અવકાશ રહેશે? તે વિચારવા યોગ્ય છે!

( ૯૭ ). પૃષ્ટ ૨૪૧ માં મુક્તિને કેદખાનું ફાંસીની સમાન લખી છે! એ બાવાજીનું નાસ્તિકપણું છે કે નહિ?

(૯૮) પૃષ્ટ ૨૪૧ માં સોવર્ષના દિવસ ત્રણ લાખ સાઠ હજાર અક્ષરે લખ્યા છે તે માત્ર છત્રીશ હજાર જ થવા જોઇએ. એ શબ્દો અક્ષરોમાં હોવાથી છાપખાનાની ભૂલ થઈ શકે જ નહિ. તેથી તે બાવાજીની અજ્ઞાનતા અને ગણિત વિષયક જ્ઞાનની અવધિ છે!

(૯૯) પૃષ્ટ ૨૪૩ માં "બીજું સાધન વૈરાગ્ય એટલે જો વિવેકથી સત્યાસત્યને જાણ્યાં હોય, અને તેમાંથી સત્યાચરણનું ગ્રહણ અને અસત્યાચરણનો ત્યાગ કરવો તે વિવેક છે. (સં. ૧૯૪૮ માં પણ વૈરાગ્ય ભૂલી ગયા છે.)" અહીં બાવાજીના અજ્ઞાનને જુઓ કે વૈરાગ્યનું લક્ષણ બાંધતા હતા, પરંતુ તેમની બુદ્ધિ-પર એવો એવો અવિવેક છવાઈ ગયો કે તેનું ધ્યાન જ ન રહ્યું. ભાંગ ઘણી પીધી હશે, તેથીજ વૈરાગ્યમાં 'વિવેક' લખ્યું! અને તેમાં પણ પાછી ગડબડ થઇ ગઇ!

(૧૦૦) પૃષ્ટ ૨૪૫ માં "જ્યાં ભોગ ત્યાં રોગ." પૃષ્ટ ૩૬૭ માં "भोगे रोगभयम्" જ્યાં ભોગ છે ત્યાં રોગ અવશ્ય થાય છે." ઈત્યાદિ. બાવાજીના મત પ્રમાણે તો મુક્ત જીવોને પણ ઝાડો, ટાઢિઓ તાવ વગેરે આવતા હશે? અથવા બીજા

રોગો પણ દુઃખ દેતા હશે? ધન્ય છે તેમને! પોતે તો માત્ર વેદનેજ માનતા હતા, તેમ છતાં આ વાક્ય કોનું લખી દીધું? ના, ના, તે તો માત્ર કહેવાનીજ વાત છે; એમણે કામ તો સર્વથા તેથી વિરૂદ્ધજ કર્યાં છે! એ સત્ય છે કે "હાથીના દાંત ચાવવાના જૂદા ને દેખાડવાના જૂદા જ હોય છે," તેમ સ્વામીજીનું પણ સમજવું.

(૧૦૧) પૃષ્ટ ૨૪૭ માં લખ્યું છે કે–"ચોટલીને રાખીને બીજા દાઢી, મુંછ અને માથાના વાળ હમેશા મુંડાવતા રહેવું જોઈએ અર્થાત્ ફરી ક્યારે પણ રખાવવા નહિ. પરંતુ જો શીત પ્રધાન–ઠંડો, દેશ હોય તો ગમે તેટલા વાળ રખાવવા અને જો ઘણો ગરમ દેશ હોય તો શિખાસહિત કપાવી નાંખવા જોઈએ!" ઇત્યાદિ. વળી પૃષ્ટ ૩૬૩ માં "અને જે વિદ્યાનું ચિન્હ યજ્ઞોપવિત અને શિખાને મૂકી મુસલમાન તથા ખ્રિસ્તીઓની જેવા બની જવું, એ પણ વ્યર્થ છે. હવે જુઓ કે બાવાજીનાં એ વાક્ય કેવાં પરસ્પર વિરોધી છે? યજ્ઞોપવિત* અને શિખાને મૂકીને મુસલમાન તથા ખ્રિસ્તીઓના જેવા તો બાવાજી પોતે જ બની ગયા હતા. ઉક્ત લેખ વેદનો છે કે બાવાજીની કપોળ કલ્પનાનો છે?

(૧૦૨) પૃષ્ટ ૨૫૩ પ્રશ્ન–દ્વિજ પોતાના હાથથી રસોઈ બનાવીને ખાય કે શૂદ્રના હાથથી બનાવેલી ખાય? ઉત્તર–શૂદ્રના હાથની બનાવેલી ખાય!" વળી પૃષ્ટ ૨૫૩ માં "આર્યોને ઘેર જ્યારે શૂદ્ર રસોઈ બનાવે, ત્યારે મોઢું બાંધીને બનાવે." ઇત્યાદિ. પૃષ્ટ ૪૩૦ માં "જ્યારે કોઇ મોઢાપર લુગડું બાંધે

*જનોઇ પણ પાટલૂન તુલ્ય ગણી છે, અર્થાત્ ભારરૂપ ન માનવી.

છે, ત્યારે તેના મોઢાનો વાયુ રોકાઇને નીચે અથવા પડખે અને મૌન સમયે એકઠો થઇને નાકવાટે વેગથી નીકળે છે.” પૃષ્ટ ૪૩૧ માં “ મોઢાપર પાટો બાંધવાથી દુર્ગંધપણ વધારે નીકળે છે.” + + + જો ત્હેને રોકવામાં આવે તો દુર્ગંધી પણ અધિક વધી જાય. જેમકે બંધ જાજરૂ વધારે દુર્ગંધ યુક્ત અને ખુલ્લો ઓછી દુર્ગંધ યુક્ત હોય છે.” બાવાજીના આ વૈદિક લેખ ઉપર સારી રીતે વિચાર કરવો જોઇએ.

(૧૦૩) પૃષ્ટ ૨૬૪ માં લખ્યું છે કે–“ જ્યારે સાકર બનાવે છે, ત્યારે જૂના જોડા–કે જેનાં તળિયાંમાં વિષ્ઠા, મૂતર છાણ, ધુળ વગેરે ચોટયાં હોય છે તેથી તેને રગડે છે ” ઇત્યાદિ. કેમ દયાનંદીઓ ! તમારા ગુરૂનો આ લેખ સત્ય છે કે મિથ્યા? બધી રીતે મિથ્યાજ ! સાકર બનાવતી વખતે તે જોડાથી ક્યાંય પણ ખુંદાતી નથી. સાકરને બદલે કદાચ ખાંડ કહો તો તે ઉઘાડા પગોથી ખુંદે છે ખરા, પરંતુ જોડા પહેરીને ક્યારે પણ નહિજ.

(૧૦૪) પૃષ્ટ ૨૬૫ માં “ अभक्ष्याणिद्विजातीनाममेध्य प्रभवाणि च એના અર્થમાં લખે છે કે–“દ્વિજ અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોને ” ઈત્યાદિ હવે કહો કે શૂદ્રોને ક્યા વેદમાં દ્વિજ લખ્યા છે? વિદ્વત્તાનું અભિમાન અને આટલું મોટું અજ્ઞાન ! ! !

(૧૦૫) પૃષ્ટ ૨૬૫ માં “ वर्जयेन्मधुमांसञ्च ” એની વ્યાખ્યા “ જેમ અનેક પ્રકારના દારૂ, ગાંજો, ભાંગ, અફીણ આદી જે જે બુદ્ધિનો નાશ કરવાવાળાં પદાર્થ છે, તેનું સેવન કદી પણ ન કરવું. ” આમાં “ માંસ ” શબ્દ પ્રત્યક્ષ છતાં તે ખાઇ ગયા !

વળી ભાંગનો પીવાવાળો તે બાવાજીના જેવો કોઈ પણ નહિ હોય. જુઓ દલપતરાયે રચેલું તેમનું જીવનચરિત્ર પૃષ્ટ ૫૮, ૫૯, ૬૦; "સ્વામીજી ભાંગ એવી પીતા હતા કે વળતે દિવસે દહીં ખાવાથી નશો ઉતરતો!" ધન્ય છે. મહાત્માને! ત્યારે તો તેથીજ તેમની બુદ્ધિ નષ્ટ થઈ ગઈ હશે!

(૧૦૬) પૃષ્ટ ૨૬૫ માં "કોઇ ગાયમાંથી ૨૦ શેર અને કોઇ ગાયમાંથી ૨ શેર દૂધ દરરોજ મળે તો સરેરાસ ૧૧ શેર દૂધ દરેક ગાયનું થાય છે; કોઇ ગાય ૧૮ મહિના અને કોઇ ૬ મહિના સુધી દૂધ આપે છે, તેની પણ સરેરાસ બાર મહિના થયા; ત્યારે દરેક ગાયના જીવન પર્યંતના દૂધથી ૨૪૯૬૦ ચોવીશ હજાર નવસોને સાઠ માણુસ એકવાર તૃપ્ત થઈ શકે છે; તેના છ વાછડા અને છ વાછડીઓ થાય છે, તેમાંથી બે મરી જાય, તો પણ દશ રહે; તેમાં પાંચ વાછડીઓના જીવનપર્યંતના દૂધને મેળવીએ તો ૧૨૪૮૦૦ માણુસો તૃપ્ત થઈ શકે છે. બાકી રહ્યા પાંચ બલદો, તે પોતાની જિંદગીમાં ૫૦૦૦ મણ અનાજ પેદા કરી શકે છે, તે અનાજમાંથી દરેક મનુષ્ય ૦॥। શેર ખાય તો અઢી લાખ મનુષ્યોની તૃપ્તિ થાય છે. બંને સંખ્યા મેળવીએ તો એક ગાયની એક પેઢીમાં ૪૭૫૬૦૦ મનુષ્યો એક વખત પળે. "ઇત્યાદિ. હે ગણિત વિદ્યાના વિદ્વાનો! આપ વિચાર કરો કે દયાનંદજીના આ લેખમાં કેટલી ભૂલ છે? જુઓ તેમણે ૫૦૦૦ મણ અનાજ પ્રત્યેક મનુષ્યને પોણા શેરના હિસાબથી આપીને ૨૫૦૦૦૦ માણુસોની તૃપ્તિ લખી છે, પરંતુ ૫૦૦૦ મણ અનાજ પોણા શેરના હિસાબથી ૨૬૬૬૬૬ માણુસોને આપતાં ૦॥ શેર શેષ રહે છે, આમાં બાવાજીથી ૯૬૬૬૬ ની ભૂલ થઈ છે! વળી તેમણે જે સંપૂર્ણ દૂધ અને અનાજથી તૃપ્ત થનારા મનુ-

ષ્યોની સંખ્યા ૪૭૫૬૦૦ લખી છે, તે તેમની ગણત્રી મુજબ ૩૯૯૭૬૦ થવી જોઇએ. એમાં ૭૫૮૪૦ ની ભૂલ છે! ઉપરોક્ત લેખમાં બાવાજીની બીજી પણ કપોળ કલ્પના અને અજ્ઞાનતા બુદ્ધિથી વિરૂદ્ધ છે. જે કોઇ દયાનંદજીને વિદ્વાન્ જાણતો હોય તે અમારા આક્ષેપનું સમાધાન કરે; તેમ નહિ તો તેની અજ્ઞાનતાને કબુલ કરી સર્વત્ર જાહેર કરી દે.

(૧૦૭) પૃષ્ટ ૨૫૫ માં " વાઘ વગેરે હાનિકારક પશુ કિંવા મનુષ્યોનું માંસ કોઇ માંસાહારી મનુષ્ય ખાય, તો પણ તેથી સંસારને કાંઈ હાનિ નથી," એ પ્રમાણે વ્યાઘ્રાદિ પશુ અને મનુષ્યોનું માંસ ખાવાની આજ્ઞા તો માંસહારી મનુષ્યોને આપી દીધી, પરંતુ તેમને એમ ન સૂઝયું કે–કોઈ મનુષ્ય તેવા માંસને ખાય છે કે નહિ ?

( ૧૦૮ ) પૃષ્ટ ૨૭૧ માં " ઘોડા, ગાય વગેરે પશુઓને મારીને હોમ કરવાનું ક્યાંય પણ લખ્યું નથી, માત્ર વામમાર્ગિયોના ગ્રંથોમાં એવો અનર્થ લખ્યો છે." ઇ. સ. ૧૮૭૫ ના છાપેલા સત્યાર્થપ્રકાશમાં પૃષ્ટ ૪૫ માં વેદના નામથી સવાર સાંજ માંસ વગેરે પદાર્થોથી હોમ કરવાનું લખ્યું છે! પૃષ્ટ ૧૪૮ માં લખ્યું કે " अश्वमेघ गोमेघ " હમેશા કરવા જોઇએ. તેનો ત્યાગ કદી પણ કરવો નહિ, કેમકે તેથી જગત્નો મોટો ઉપકાર થાય છે, અને પાપ કાંઇ થતું નથી!" એ કથનથી અજામેધ વગેરેનો ત્યાગ આવ્યો નહિ. અશ્વમેધ ને ગોમેધ કરવાથી સંસારનો મોટો ઉપકાર થાય છે, એમ તો પહેલાં કહી ગયા. પૃષ્ટ ૧૪૯ માં " માંસના પિંડ દેવામાં કાંઇ પાપ નથી." પૃષ્ટ ૧૭૧ માં " યજ્ઞને માટે જે પશુઓની હિંસા થાય છે, તે વિધિપૂર્વકનું મારવું છે." વળી પૃષ્ટ ૩૦૨ માં લખ્યું

કે—" જો કોઇ પણ માંસ ન ખાય તો જનાવર, પશુ, માછલાં અને બીજાં જલજંતુઓ હાલ છે, તેના કરતાં હજારોગણાં વધી જાય, પછી તે મનુષ્યોને મારવા માંડે, અને ખેતરોમાં ધાન્ય પણ ન થવા પામે, તેથી બધા મનુષ્યોની આજીવિકાનો નાશ થઈ જતાં બધા મનુષ્યોનો નાશ થઇ જાય." વળી પૃષ્ઠ ૩૦૩ માં લખ્યું કે—" જ્યાં જ્યાં ગોમેધાદિ લખ્યા છે, ત્યાં ત્યાં પશુ-ઓમાંથી નરપશુઓને મારવાનું લખ્યું છે. જેવી પુષ્ટિ બળદ વગેરે નરોમાં છે, તેવી માદાઓમાં નથી. વળી એક બળદથી હજારો ગાયો ગર્ભિણી થાય છે, તેથી હાનિ પણ થતી નથી. અને જે વાંઝણી ગાય હોય છે, તેને પણ ગોમેધમાં મારવી! કેમકે વાંઝણીથી દૂધ અને વાછડાની ઉત્પત્તિ થતી નથી." પૃષ્ટ ૩૯૯ માં " પશુઓને મારવામાં થોડુંકજ દુઃખ થાય છે, પરંતુ યજ્ઞમાં ચરાચરનો અત્યંત ઉપકાર થાય છે." ઈત્યાદિ મહા અધર્મરૂપ લેખ લખતી વખતે કદાચ સ્વામીજી વામમાર્ગી બની ગયા હશે! પરંતુ યજુર્વેદ ભાષ્ય અધ્યાય ૧૯ ના મંત્ર ૨૦ માંના ભાવાર્થમાં લખ્યું છે કે—" આ સંસારમાં ઘણા પશુઓ-વાળો હોમ કરીને હુતશેષ (પ્રસાદી) નો ભોક્તા પ્રશંસાને પ્રાપ્ત થાય છે!" વળી અધ્યાય ૧૩ ના મંત્ર ૪૮ ના ભાવાર્થમાં લખ્યું છે કે—" જે હાનિકારક પશુઓ હોય તેને મારવાં." મંત્ર ૪૯ ના ભાવાર્થમાં વાંદરા, ગાય વગેરેને મારવાનું લખ્યું છે! એ શું? કોઈ પણ વેદધર્મના આચાર્ય બનનારના આવા લેખ દયાનંદીઓ બતાવશે!!! આવા અધર્મીઓથી પરમેશ્વર ભારતવર્ષનું રક્ષણ કરે!

(૧૦૯). પૃષ્ટ ૨૭૪ માં " શંકરાચાર્યજીને બે જૈનોએ એવી ઝેરવાળી ચીજ ખવરાવી કે તેથી તેમની ભૂખ મંદ પડી

ગઈ, તે પછી શરીરમાં ફોલ્લા ફોડકીઓ થઇને છ મહિનાની અંદર શરીર છુટી ગયું." ઈત્યાદિ. એ વાત બિલકુલ ખોટી છે. પરંતુ તેથી ઉલટું ખુદ દયાનંદજીના મરણ પછી સાંભળ્યું હતું કે-કોઇએ તેમને ઝેરવાળું ઔષધ ખવરાવ્યું. તેથી શરીરમાં ફોલ્લા ફોડકીઓ નીકળી ને તેમાંજ તેમનું શરીર છૂટી ગયું.

( ૧૧૦ ). પૃષ્ટ ૨૯૦ માં " अग्निर्यथैको भुवनं प्रविष्टः " આ શ્રુતિ મુંડકના નામથી લખી છે; પણ તેમાં તે કયાંય નથી.

( ૧૧૧ ). પૃષ્ટ ૨૯૮ માં "રાજા ભોજના રાજમાં વ્યાસજીના નામથી કોઇએ માર્કંડેય અને શિવપુરાણ બનાવીને ઊભાં કર્યાં હતાં, રાજા ભોજને તેની ખબર પડવાથી તે પંડિતોને કાંડા કાપવા વગેરેની શિક્ષા કરી અને તેમને કહ્યું કે-જે કોઈ કાવ્યાદિ ગ્રંથ બનાવે, તો તે પોતાના નામથી બનાવે. ઋષિ મુનિઓના નામથી ન બનાવે એ વાત રાજા ભોજના બનાવેલા "સંજીવની" નામના ઇતિહાસમાં લખી છે, કે જે પુસ્તક ગ્વાલિયર રાજના ભિણ્ડ નામના નગરના ત્રિવાડી ( ત્રવાડી ) બ્રાહ્મણોના ઘરમાં છે. તે પુસ્તક લખુનાના રાવસાહેબ અને તેમના ગુમાસ્તા રામદયાળ ચોબાજીએ પોતાની આંખોથી જોયું છે! ઇત્યાદિ.

આ માત્ર બાવાજીની કપોલ કલ્પનાજ છે. બુદ્ધિમાન વાચક વૃંદ વિચાર કરો કે ખંડન મંડનમાં વાદીના આવા કપોલ કલ્પિત લેખ પ્રમાણિક થઇ શકે છે? કદી પણ નહિ. જો તેમને એવા પુસ્તકનો ખરેખર પત્તો લાગ્યો હોત કે જેમાં તેમને પૂરે-પૂરો ઉપયોગી ઉક્ત સ્પષ્ટ ઇતિહાસ લખ્યો હોત તો તેઓ તેની પ્રતિ અવશ્ય લખાવી લેત, અને છપાવત તેથી સમજાશે કે એ બધું તમામ જૂઠું છે. વળી માર્કંડેય અને શિવપુરાણને કાવ્યગ્રંથ સમજવામાં પણ બાવાજીની મોટી અજ્ઞતા છે.

(૧૧૨) પૃષ્ટ ૨૯૯ માં દેવી ભાગવતના નામથી બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવની અતિશય નિંદા લખી છે. પરંતુ દેવી ભાગવતમાં તેવું લખાણ ક્યાંય પણ નથી.

(૧૧૩) પૃષ્ટ ૩૦૯ માં " न तस्य प्रतिमा अस्ति ! " એ યજુ૦ અધ્યાય ૩૪ નું લખ્યું, પરંતુ તે અધ્યાય ૩૨ માં છે.

( ૧૧૪ ). પૃષ્ટ ૩૧૧ માં " नास्तिको वेदनिंदकः । " એ વાક્ય મનુ અધ્યાય ૧૨ નું લખ્યું છે, પરંતુ તે અધ્યાય ૨ જાનો છે અને તેનો અર્થ પણ કેવળ અશુદ્ધ છે.

( ૧૧૫ પૃષ્ટ ૩૧૯ માં લખ્યું છે કે-" સોમનાથમાં લોહ ચુંબકના પથરા ચણી રાખ્યા હતા. " એ લખવું બિલકુલ ખોટું છે. સ્વામીજી મૂર્ત્તિને લોઢાની સમજ્યા છે, પરંતુ તે પાષાણનીજ હતી. ફારસી ભાષાના ઘણાં પ્રાચીન પુસ્તકો " રૌજતુલસફા, " " તારીખફરિસ્તહ. " સેરૂલમુતાખરીન, " વગેરે તથા અંગ્રેજી ઇતિહાસો " જોન કલાર્ક માર્શમ્યન, " મિ. ડોનહેલર એલ્ફિન્સ્ટન ઇત્યાદિ અને રાજા શિવપ્રસાદનો રચેલા-" ઇતિહાસ તિમિર નાશક " માં પણ તે મૂર્ત્તિને સ્પષ્ટ રીતે પાષાણનીજ લખી છે. વળી ઉપર લખ્યા ઇતિહાસોના બનાવરાઓએ પોતાના ઇતિહાસો બીજા ઘણા ઇતિહાસો ઉપરથી લખ્યા છે. તેથીજ સ્વામીનું કહેવું બિલકુલ અસત્ય છે એ બાબતની ટીકા " સનાતન ધર્મપતાકા "ના પુસ્તક ૪ ના અંક ૨ જામાં સ્પષ્ટ રીતે છપાઇ છે.

( ૧૧૬ ). પૃષ્ટ ૩૨૨ માં " પાપ ભોગવ્યા વિના નાશ પામતાં કે દૂર થતાં નથી. " વળી પૃષ્ટ ૩૭૮ માં " ભોગવ્યા વિના પાપ પુણ્યની નિવૃત્તિ થતી નથી. " ઇત્યાદિ. જો એમ

માનીએ તો મુક્તિ કયારે પણ થઈ શકે નહિ. વેદાદિ સચ્છાસ્ત્રોમાં ઇશ્વરભક્તિ વગેરે શ્રેષ્ઠકર્મ કરવાથી પાપોનો નાશ થવો સ્પષ્ટ સિદ્ધ છે. વેદાંતશાસ્ત્ર અને મુંડક ઉપનિષદ્‌માં લખ્યું છે કે "મુક્ત જીવોનાં પુણ્ય પાપ બંન્ને નાશ પામે છે."

( ૧૧૭ ). પૃષ્ટ ૩૨૬ માં "अष्टादशपुराणानां कर्ता सत्यवतीसुतः" એ અર્ધો શ્લોક મહાભારતના નામથી લખ્યો છે, પણ મહાભારતમાં તે કયાંય પણ નથી.

( ૧૧૮ ). પૃષ્ટ ૩૩૧ માં "જે કોઈ છળકપટવાળા છે, તેમને જ માયાવી કહે છે, પરમેશ્વરમાં છળકપટાદિ દોષ ન હોવાથી તેને માયાવી કહી શકતા નથી" ઈત્યાદિ સ્વામીજીએ હમેશા છળકપટજ કર્યા છે, તેટલા માટે તેમને માયા શબ્દનો અર્થ છળ કપટજ સૂઝયો. પરંતુ નિરૂક્ત નિઘંટુના ૩ જા અધ્યાયમાં ખં. ૯ મામાં માયા નામ પ્રજ્ઞાનું લખ્યું છે: "इन्द्रो मायाभिः पुरुरुपइर्यते" ઇત્યાદિ શ્રુતિ પણ પ્રમાણ છે.

( ૧૧૯ ). પૃષ્ટ ૩૩૧ માં "સૃષ્ટિની શરૂઆતમાં કશ્યપ અને કશ્યપની સ્ત્રીઓથી પશુ, પક્ષી, સર્પ વૃક્ષાદિ ઉત્પન્ન થયાં હતાં, તો પછી હમણાં પણ તેવાં સંતાન કેમ નથી થતાં ? ઇત્યાદિ પૃષ્ટ ૨૩૨ ના લેખ પ્રમાણે સૃષ્ટિની શરૂઆતમાં યુવાવસ્થાયુક્ત માતપિતા પણ તેવાં કેમ નથી થતાં ?

( ૧૨૦). પૃષ્ઠ ૩૩૩ માં "હિરણ્યાક્ષ પૃથ્વીને સાદડીની પેઠે વીંટીને ઓસિકે રાખી સૂઈ ગયો !" ઈત્યાદિ. ભાગવતના નામથી લખ્યું છે: પરંતુ ભાગવતમાં એ પ્રમાણે કયાંય નથી.

( ૧૨૧ ). પૃષ્ઠ ૩૩૩ માં "પ્રહ્લાદની કથામાં અગ્નિથી

તપેલા લોઢાના થાંભલાપર કીડીઓનું ચાલવું " ઈત્યાદિ ભાગવતના નામથી લખ્યું છે; પણ તેમાં એવું નથી.

( ૧૨૨ ). પૃષ્ટ ૩૩૪ માં " रथेन वायुवेगेन जगाम गोकुलं प्रति " આ કપોળ કલ્પિત અર્ધો શ્લોક ભાગવતના નામથી લખ્યો છે, પણ ભાગવતમાં તે કયાંય છેજ નહિ ?

( ૧૨૩ ). ભૂલ છેજ નહિ.

( ૧૨૪ ). પૃષ્ટ ૨૩૫ માં લખ્યું છે કે–" એ ભાગવત બોપદેવનું બનાવેલું છે કે જેના ભાઈ જયદેવે " ગીતગોવિંદ " બનાવ્યું છે. " ઇત્યાદિ બોપદેવ અને જયદેવ ભાઇ નહોતા બોપદેવે પોતાના બનાવેલા **કવિકલ્પદ્રુમ** નામના શ્લોકબદ્ધ ધાતુપાઠના અંતમાં પોતાને વૈદ્ય કેશવનો પુત્ર લખ્યો છે; અને જયદેવે **ગીતગોવીંદ**ના અંતમાં પોતાના બાપનું નામ શ્રીભોજદેવ લખ્યું છે; સુજ્ઞ વાચક વૃંદ કહો કે બાવાજીનું કથન જૂઠું છે કે નહિ ?

( ૧૨૫ ). પૃષ્ટ ૩૩૫ માં લખ્યું છે કે " તેણે (બોપદેવે) એ શ્લોક પોતાના બનાવેલા **હેમાદ્રિ** નામના ગ્રંથમાં લખ્યા છે કે–' શ્રીમદ્ ભાગવત પુરાણ મેં બનાવ્યું છે. ' ઇત્યાદિએ લેખ સર્વ પ્રકારે ખોટો છે. હેમાદ્રિ ધર્મશાસ્ત્રનો ગ્રંથ છે, તેમાં સ્વામીજીના લેખનું ચિન્હ પણ નથી.

( ૧૨૬ ). પૃષ્ટ ૩૩૬ માં " છાન્દોગ્યમાં જાનશ્રુતિ શૂદ્ર રૈકય મુનિ પાસે વેદ ભણ્યો હતો. " ઇત્યાદિ જાનશ્રુતિ શૂદ્ર નહોતો, પણ ક્ષત્રિય હતો. છાન્દોગ્ય પ્રપાઠક ૪ થામાં તેનું વ્યાખ્યાન છે, ઉત્તર મિમાંસા અધ્યાય ૧ લો, પાઠ ૩ જામાં શ્રી વેદવ્યાસ મહર્ષિએ એના નિર્ણયમાં પાંચ સૂત્ર લખ્યાં છે, અને

તેને ક્ષત્રિય સિદ્ધ કર્યો છે. બાવાજીએ જો એ ગ્રંથો વાંચ્યા હોત તો બીજી રીતે લખત નહિ. તે ઉપરાંત જાનશ્રુતિને શૂદ્ર કહેવો તેમની પોતાની માનેલી ગુણ કર્મથી વર્ણવ્યવસ્થાથી પણ વિરૂદ્ધ અને તે સર્વ પ્રકારે અશુદ્ધ છે.

( ૧૨૭ ). પૃષ્ટ ૩૩૮ માં "छादयत्यर्कमिन्दुर्विधुं भूमिभाः" આને **સિદ્ધાંતશિરોમણિનું** વચન લખ્યું છે, પરંતુ તે **સિદ્ધાંતશિરોમણિ**માં કયાંય પણ નથી. પણ તે **ગ્રહલાઘવ**નું છે. એથી એમ પ્રત્યક્ષ થાય છે કે દયાનંદજીએ તે **સિદ્ધાંત શિરોમણિ** ગ્રંથ જોયો પણ નથીજ. જે ગ્રંથોનું પોતે ખંડન કરે છે, તેજ ગ્રંથોના આશ્રયથી પોતાના સિદ્ધાંતોનું મંડન કરે છે! ધન્ય છે, તેમની કળાને ?

( ૧૨૮ ). પૃષ્ટ ૨૪૦ માં એક જાટનું દૃષ્ટાંત સર્વથા પ્રમાણ વિનાનું નિરર્થક અને સ્વકપોલકલ્પિત એ પૃષ્ઠમાં લખ્યું છે. તેમાં જાટના જેવીજ પોતાની મૂર્ખતા બતાવી છે! પુરાણના કોઈ અસમંજસ લેખ ઉપર આક્ષેપ કર્યો હોત તો તે સમજ પૂર્વકનું સમજાત; પણ આવો મિથ્યા આક્ષેપ કરવો, એ બુદ્ધિમાનોનું કામ નથી, પરંતુ ધૂર્તતા છે. પણ એમને તો પોતાનું મોટું પોથું બનાવી મૂર્ખાઓમાં સિદ્ધ બનવું હતું, અને આનંદ કરવો હતો. તે તેમનો મનોરથ પૂર્ણ થયો. ! પૃષ્ટ ૩૬૦ થી જણાય છે કે તે ગામડિયો માણસ હતો, તે કાંઇ વિશેષ ભણ્યો પણ નહોતો એવી ગડબડચોથ કેમ લખત પૃષ્ટ ૩૬૧ માં લખ્યું છે કે " ભોળા મનુષ્યોમાં પાખંડનાં મૂળ તરતજ જામી જાય છે.' 'ખરેખર, તે તેમના ભોળા શિષ્યોના મનમાં જામી જ ગયાં ! વિદ્યા, સત્સંગતિ વિના મનમાં જે આવ્યું તે બકી દીધું.

( ૧૨૯ ) પૃષ્ટ ૩૫૬ માં "वेद पढत ब्रह्मा मरे चारों वेद कहानी" આને નાનકજીનું વચન લખ્યું છે. પણ એ તેમના ગ્રંથોમાં ક્યાંય પણ નથી.

( ૧૩૦ ) પૃષ્ટ ૩૭૦ થી ૩૭૨ સુધી સર્વથા સ્વકપોલ કલ્પિત અને જૂઠો નકટાઓનો એક ઇતિહાસ લખ્યો છે. તેમાં પૃષ્ટ ૩૭૧ માં લખે છે કે-" રાજાએ કહ્યું કે-જ્યોતિષીજી! મુહૂર્ત્ત જુઓ, જ્યોતિષીએ જવાબ આપ્યો, કે જેવો હુકમ અન્નદાતા! દશમને દિવસ સવારના આઠ વાગે નાક કપાવીને નારાયણનું દર્શન કરવાનું ઘણું સારૂ મુહૂર્ત્ત છે! " પછી લખે છે કે-"વાહરે! પોપજી! પોતાની પોથીમાં નાક કપાવવાનું મુહૂર્ત્ત પણ લખી દીધું!" ઇત્યાદિ. પ્રિયપાઠકગણ! અમે પ્રતિજ્ઞા પૂર્વક કહીએ છીએ કે- ઉપર જણાવેલ નકટાઓનો ઇતિહાસ અને નાક કાપવા કપાવવાનું મુહૂર્ત્ત સનાતન ધર્માવલંબીઓના કોઈ પણ પુસ્તકમાં લખ્યું નથી; પરંતુ એજ કલિયુગાચાર્યના ધર્મપુસ્તક ( સત્યાર્થ પ્રકાશ ) માંજ લખ્યું છે. ત્યારે હવે સનાતનધર્માવલંબી, આર્યસમાજ અને બીજા તમામ મતાનુયાયીઓ મળી એક સ્વરથી કહો કે-" વાહરે પોપજી! તેં પોતાની પોથીમાં નાક કાપવા કપાવવાનું પણ મુહૂર્ત્ત લખી દીધું" શું હજુ પણ કોઈ હઠીલો દુરાગ્રહી પુરૂષ સ્વામીજીને સત્યવક્તા અને તેમના "**સત્યાર્થપ્રકાશ**" ને ધર્મપુસ્તક કહી શકે છે? કદી પણ નહિ.

( ૧૩૧ ) પૃષ્ટ ૩૮૨ માં "तद्विज्ञार्थं स गुरुमेवाथंभिगच्छेत्" ઇત્યાદિ બે શ્રુતિ માણ્ડુક્યના નામથી લખી છે. પરંતુ તે માણ્ડુક્યમાં ક્યાંય પણ નથી.

( ૧૩૨ ) પૃષ્ટ ૩૮૨ માં લખ્યું છે કે–" જે વાતમાં એ સર્વે એકમત થાય, તે વેદમત ગ્રાહ્ય છે; અને જેમાં પરસ્પર વિરોધ હોય. તે કલ્પિત જૂઠું, અધર્મ, અને અગ્રાહ્ય છે ઇત્યાદિ અહીં એ કથનથી સ્વામીજીએ વેદને પણ કલ્પિત જૂઠા અધર્મ અને અગ્રાહ્ય ઠરાવી દીધા ? કેમકે વેદના સંપૂર્ણ વિધિ નિષેધમાં તમામ ધર્મ પંથોવાળા કદી પણ એકમત થઇ શકતાજ નથી. સત્ય ભાષણ વગેરે બે ચાર વાતો સિવાય બીજા બધા વિષયોમાં સમસ્ત મતવાદિઓને વેદથી પરસ્પર વિરોધજ છે. મુસલમાન, ખ્રિસ્તી વગેરે વેદને ઇશ્વરીજ્ઞાન માનતા નથી તો તેથી દયાનંદજીના લેખ પ્રમાણે તો વેદ કલ્પિત જુઠા, અધર્મ અને અગ્રાહ્યજ ઠરે છે! તેમને વેદ ધર્મનો નાશજ કરવો હતો, તેથી એ પ્રમાણે લખ્યું; તેમાં શું આશ્ચર્ય છે? નારાયણ ! નારાયણ !! નારાયણ !!!

( ૧૩૩ ). પૃષ્ટ ૩૮૫ માં લખ્યું છે કે–" ધર્માત્મા મનુષ્યો વધારે થવાથી ને અધર્મીઓ ઓછા થવાથી સંસારમાં સુખ વધે છે. અને જ્યારે અધર્મિઓ વધારે થાય છે ત્યારે દુઃખ વધે છે "ઇત્યાદિ દયાનંદજીએ લખ્યું તો સત્ય જ. પરંતુ બુદ્ધિમાનો સારી રીતે વિચાર કરો કે જે દિવસથી આ ભરતખંડમાં દયાનંદી મત ચાલ્યો છે, તે દિવસથી દુઃખ વધ્યું છે, વર્ષાદ ઓછો થાય છે, હમેશાં દુકાળો પડે છે, દર વર્ષ કોલેરા મરકી વગેરે રોગો ઉત્પન્ન થાય છે, દયાનંદી લોકો બધા ધર્મવાળાની નિંદા કરીને દરેક માતાનુયાયીઓનાં હૃદય ચીરી નાંખે છે; તાઉન–ગાંઠિયો તાવ ( બ્યુબૉનિક પ્લેગ ) નામે રોગનું તો પહેલા કોઇએ નામ પણ સાંભળ્યુ નહોતું દશ પંદર વર્ષની

અંદર તો તેણે અનેક શહેર અને ગામોનો કેવળ નાશજ કરી નાંખ્યો છે ઇત્યાદિ; તેથી દયાનંદજીના પોતાનાજ લેખ પ્રમાણે એ સ્પષ્ટ સિદ્ધ છે કે દયાનંદી દલ સમજીઓનું સૈન્ય અધર્મી છે! તેમનો વધારો થવાથી જગત્‌માં મહા દુઃખ રૂપ બધી વિપત્તિઓ આવી છે. અહીં **સત્યાર્થપ્રકાશ** પૃષ્ટ ૩૭૪ અને ૩૭૫ નો એ લેખ સ્મરણમાં રાખવા લાયક છે કે—એ લોકોમાં સ્વદેશભક્તિ ઘણીજ ઓછી છે, તેમણે ઘણાક ખ્રિસ્તીઓનાં આચરણ ગ્રહણ કર્યાં છે ખાવું પીવું, વિવાહાદિના નિયમ પણ તેમણે બદલી નાંખ્યા છે! પોતાના દેશની પ્રશંસા કિંવા પૂર્વજોની વડાઇ કરવી તો દૂર રહી પણ તેને ઠેકાણે તેમની પેટ ભરીને નિંદાજ કરે છે. પોતાના બાપદાદાઓના માર્ગને મૂકી વિદેશીઓના મતો પર વધારે નમી પડવું, સંસ્કૃત વિદ્યાથી હીન છતાં પોતાને વિદ્વાન્ જાહેર કરવા અને અંગ્રેજી ભાષા શીખીને પંડિતાભિમાની બની એકદમ એકમત ચલાવવામાં પ્રવૃત્ત થવું એથી મનુષ્યોનું સ્થિર અને વૃદ્ધિકારક કાર્ય કેવી રીતે થઈ શકે છે? ખાવા પીવાંના ભેદ ન રાખવાથી તેઓ એમ સમજ્યા હશે કે ખાવા પીવામાં જાતિ ભેદ તોડી નાંખવાથી અમે તથા અમારો દેશ સુધરી જશે, પરંતુ એવી વાતોથી સુધારો તો શું, પણ ઉલટો બિગાડો જ થાય છે.

( ૧૩૪ ) પૃષ્ઠ ૩૯૪ માં લખ્યું છે કે—"પૃથ્વીરાજે ઇંદ્રપ્રસ્થનું રાજ પેઢી ૫ વર્ષ ૮૬ માસ દિવસ ૨૦ કર્યું. શાહબુદ્દીન ગોરીએ સંવત્ ૧૨૪૯ માં રાજા યશપાળને પકડીને પ્રયાગના કિલ્લામાં કેદ કર્યો." એ લેખ બિલકુલ ખોટો છે સરકારી સ્કૂલોના છોકરાઓ પણ જાણે છે કે—શાહબુદ્દીન ગોરીએ

પૃથ્વીરાજને ઇ. સ. ૧૧૯૩ એટલે સંવત્ ૧૨૫૦ માં પકડ્યો હતો. સ્વામીના લેખ પ્રમાણે પૃથ્વીરાજનું રાજ્ય પાંચ પેઢી સુધી ૮૬ વર્ષ રહ્યું અને સંવત ૧૨૪૯ માં યશપાળ પકડાયો, ત્યારે ૧૨૪૯ માંથી ૮૬ બાદ કર્યા તો ૧૧૬૩ માં પૃથ્વીરાજનો રાજ્યાભિષેક થયો, અને તેણે ૧૨ વર્ષ રાજ્ય કર્યું, તો તેથી ૧૧૫૭ માં તેનું મરણ સિદ્ધ થાય છે. અને ઇતિહાસથી ૧૨૫૦ માં પૃથ્વીરાજને શાહબુદ્દીન ગોરીએ પકડ્યો એ સાબિત છે, તો સ્વામીજીના લખવામાં અહીં ૭૫ વર્ષની ભૂલ પ્રત્યક્ષ છે! અને જ્યારે ૧૨૫૦ માં શાહબુદ્દીન ગોરીએ પૃથ્વીરાજને પકડ્યો, અને સ્વામીજીના લખવા પ્રમાણે પૃથ્વીરાજથી ૭૪ વર્ષ ઉપરાંત યશપાળનું રાજ્ય રહ્યું, તો તેથી ૧૨૪૯ માં શાહાબુદ્દીનના હાથથી તેનું પકડાવું એ બિલકુલ ખોટું ઠરે છે. એ સ્વામીજીના ઇતિહાસ વિષય જ્ઞાનનો એક નમૂનો સમજવો!

(૧૩૫). પૃષ્ટ ૩૯૬ માં લખ્યું છે કે—"ઘણાં માણસો એવાં હોય છે કે જેમને પોતાના દોષ તો દેખાતાજ નથી; પરંતુ બીજાના દોષ જોવામાં અતિ તત્પર રહે છે; એ ન્યાયની વાત નથી; કેમકે પ્રથમ પોતાના દોષ જોઇને તે દૂર કરીને પછી બીજાના દોષ જોઈને તે દૂર કરાવવા." ઈત્યાદિ. એવા તો પ્રત્યક્ષ દયાનંદજી પોતે અને તેમના અનુયાયીઓજ છે કે જેઓ બીજાઓપર ખોટા દોષારોપણ કરે છે, અને પોતાના સાચા દોષો પ્રત્યે પણ દૃષ્ટિ કરતા નથી! હજુ પણ દયાનંદી લોક પોતાના ગુરૂની આજ્ઞાનું પ્રતિપાલન કરે તો સારી વાત છે. જ્યાં સૂધી તેઓના સ્વામીના ગ્રંથોને સારી રીતે નિર્દોષ કરી ન લે, ત્યાં સુધી બીજાઓ પર સાચા કે જૂઠા દોષારોપણ કરે નહિ. તેથી વિરૂદ્ધ કરવાથી તે લોકો ન્યાય અને પોતાના ગુરૂની આજ્ઞાના

વિરોધી ઠરશે. દયાનંદના આ લેખ પર તમામ મતાનુયાયીઓએ સારી રીતે ધ્યાન રાખવું જોઈએ; દયાનંદી લોકો જે કોઇના મત પર કોઈ પ્રકારનું દોષારોપણ કરે અથવા શાસ્ત્રાર્થ કરવા તૈયાર થાય, ત્યારે તેમને એજ ઉત્તર આપવો કે–તમારા ગુરૂની આજ્ઞાનુસાર તમે પ્રથમ પોતાના દોષ દૂર કરો. પછી અમારા પર આક્ષેપ કરો; તેથી દયાનંદીઓથી દરેક મતવાદીને શાસ્ત્રાર્થ માટે પ્રથમ એજ નિયમ કરવો જોઇએ કે–" પહેલાં અમે દયાનંદના ગ્રંથોમાં દોષ બતાવશું. તેનું જ્યારે તમે સારી રીતે સમાધાન કરી દેશો, ત્યારેજ બીજા વિષય સંબંધી વાતચિત કરશું તે વિના નહીંજ."

( ૧૩૬ ). પૃષ્ટ ૪૦૨ માં લખ્યું છે કે–" વળી જે માંસ ખાવાનું કથન છે, તે પણ વામમાર્ગી ટીકાકારોની લીલા છે; તે માટે તેમને રાક્ષસ કહેવા ઉચિત છે." ઇત્યાદિ ગતાંક ૧૦૭ અને ૧૦૮ માં સ્વામીજીની લખેલી માંસ લીલાને જોઇને તેમના પરમ ભક્ત સંતોષ પામ્યા ન હોય તો સં. ૧૯૩૩ ની છપાયલી **સંસ્કારવિધિ**ના પૃષ્ઠ ૧૧ અને ૪૨ ને જુએ. ધર્મધ્વજ મહારાજ મોટી પ્રશંસા સહિત માંસ ભક્ષણનો ઉપદેશ કરે છે! તે આ પ્રમાણે કેઃ–

"જે કોઈ એમ ઇચ્છતો હોય કે મારો પુત્ર પંડિત, સારા નરસાના વિવેકવાળો, શત્રુઓને જીતવાવાળો, પોતે બીજાથી જીતાય નહિ તેવો અજીત આનંદ અને નિડરતાથી યુદ્ધમાં ગમન કરવા વાળો, શિક્ષિત વાણીને બોલવાવાળો, સર્વ વેદ વેદાંગવિદ્યાનો ભણવા અને ભણાવવાવાળો અને સંપૂર્ણ આયુષ્યનો ભોગવવા વાળો થાય; તો તે માંસયુક્ત ભાતને રાંધીને પ્રથમ કહ્યા પ્રમાણે ઘીની સાથે ખાય!" પૃષ્ટ ૧૧ વળી અન્નાદિની ઇચ્છા

કરવા વાળો બકરીના માંસનું અને વિદ્યાની કામનાને માટે તીતરના માંસનું ભોજન કરે ! પૃષ્ટ ૪૨

સમાજમાં રહેલા સજ્જનો ! તમે ન્યાયપૂર્વક ધર્મથી કહો કે જેણે પોતાના ધર્મપુસ્તકમાં આવા અધર્મયુક્ત લેખ લખ્યા છે, તેને શું કહેવો ઉચિત છે ? તે કોની ઉપમાઆપવા યોગ્ય છે ?

( ૧૩૭ ). પૃષ્ટ ૪૦૧ માં લખ્યું છે કે–" પરસ્ત્રીગમન, દુષ્ટ કામોની પ્રવૃત્તિ થવાને માટે વેદોને કલંક લગાડયું. " ઇત્યાદિ–બેશક, પરસ્ત્રીગમન દુષ્ટ કામોની પ્રવૃત્તિ થવા માટેજ પોતે સ્ત્રીને દશ પુરૂષો, અને એક પુરૂષને દશ સ્ત્રીઓથી નિયોગ કરવાનો ઉપદેશ કર્યો છે ! વળી પુરૂષના પરદેશ જવાથી કે અત્યંત દુઃખદાયક હોવાથી સ્ત્રીને પરપુરૂષથી સંતાનોત્પત્તિ કરવાની પોતે આજ્ઞા આપી છે ! વળી ગર્ભવંતી સ્ત્રીથી એક વર્ષ સમાગમ ન કરવાના સમયમાં પુરૂષ કે સ્ત્રીથી ન રહી શકાય તો કોઇથી નિયોગ કરીને તેના માટે પુત્રોત્પત્તિ કરી દેવી ! એવા અસંભવ લેખો છપાવીને સ્વામીજીએ વેદોને કલંક લગાડયું ! અને જગતને હસાવ્યું ! ! ! શી બુદ્ધિની પરિસીમા બતાવી છે ?

( ૧૩૮ ). પૃષ્ટ ૪૨૮ માં લખ્યું છે કે–" શું મનુષ્યાદિ પછી ગમે તે મત–પંથનો હોય તોપણ તેનાપર દયા કરીને તેનો અન્નપાનાદિથી સત્કાર કરવો અને બીજા મતના વિદ્વાનોને માન આપવું તથા તેમની સેવા કરવી એ દયા નથી ? " આ જૈન લોકોપર આક્ષેપ કર્યો છે. વળી પૃષ્ટ ૧૦૩ માં સ્વામીજી પોતે લખે છે કે–" એવા હાલના વેરાગી અને ખાખી વગેરે હઠીલા અને દુરાગ્રહી લોકો વેદવિરોધી છે, એવાઓનો વાણીમાત્રથી પણ સત્કાર કરવો ન જોઇએ. " હવે કહો કે આ લેખ પરસ્પર

વિરોધી છે કે નહિ ? બાવાજીના લેખમાં "મનુષ્યાદિ પક્ષી તે ગમે તે મત-પંથનો હોય" એમાં આદિ શબ્દથી તો પશુ, પક્ષીજ લેવાશે ? ત્યારે શું પક્ષીઓમાં પણ મતપંથનો ભેદ છે ? અને હોય તો હાલ તેમાંના કેટલા પશુ પક્ષી દયાનંદી મતમાં છે ? ધન્ય છે ! દયાનંદી લોક બીજા મતના વિદ્વાનોને સત્કાર અને સેવા કરે, એ તો અસંભવિત જ છે, પરંતુ તેઓ તેને શત્રુ ન માને, ગાળો ન દે અને તેનું બુરૂ ન ઇચ્છે, તો પણ અત્યુત્તમ અને વખાણવા યોગ્ય છે ?

( ૧૩૯ ). પૃષ્ટ ૪૩૧ માં લખ્યું છે કે-"જૈન લોકો જેવા સર્વના નિંદક છે, તેવા કોઇ પણ બીજા મતવાળા મહાનિંદક ને અધર્મી નહિ હોય; શું એક તરફથી સૌની નિંદા અને પોતાની અતિ પ્રશંસા કરવી, એ શઠ મનુષ્યોની વાત નથી ?" ઇત્યાદિ હેદયાનંદીઓ ! પક્ષપાત અને હઠ તથા દુરાગ્રહને મૂકીને ન્યાય પૂર્વક ધર્મથી તમે પોતેજ કહો કે 'સર્વના નિંદક જૈન લોકો છે કે દયાનંદજી પોતેજ છે ?' જુઓ કે એ જેવી રીતે **સત્યાર્થપ્રકાશ**માં એક હારમાં જેવી શૈવ, શાક્ત, વૈષ્ણવ, કબીર, નાનક, દાદૂ, વલ્લભીય ગોસ્વામી, સ્વામીનારાયણ, બૌધ, જૈન, ખ્રિસ્તી, અને મુસલમાનાદિની નિંદાજ લખી છે, તેવી જૈનોએ લખી નથી. હવે જો **સત્યાર્થપ્રકાશ**ના ઉપલા લેખમાં 'જૈન'ને ઠેકાણે 'દયાનંદ' શબ્દ મૂકીને વાંચો તો તમારા ગુરૂનો લેખ સાચો થઈ શકે છે ! નહિ તો તદ્દન જૂઠોજ છે !

( ૧૪૦ ). પૃષ્ટ ૪૩૩ માં-"જે જેવો માણસ હોય છે, તે ઘણું કરીને પોતાનાજ જેવા બીજાઓને સમજે છે." આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે-દયાનંદજીએ જેવાં વિશેષણ યુક્ત વાક્યો

બીજાઓને માટે લખ્યા છે, તેને લાયક તેઓ પોતેજ હતા. ધન્ય છે તેમને? સત્યાર્થપ્રકાશમાં લખેલા તે વિશેષણો યુક્ત વાકયોના નમુના આ પ્રમાણે છે:—

"આંખોના આંધળા, દુર્બુદ્ધિ, પાપી, સ્વાર્થી" પૃષ્ટ ૩૧. "વૈરાગિયોંકે ગર્દભ શબ્દવત્" પૃષ્ટ ૭૦. "હઠી, દુરાગ્રહી, વેદ વિરોધી" પૃ. ૧૧૩. "કેમ ભસે છે!" ૧૨૧. "કાણા" ૨૦૭. "જૂઠા વેદાંતીઓ" ૨૩૫. "ગાડરિયાના જેવા જૂઠા ગુરૂ તથા ચેલા," ૨૮૦. જેના હૃદયની આંખો ફૂટી ગઇ છે." ૨૯૨. "તે નિર્લજ્જોને જરા પણ લાજ ન આવી કે એ પામરપણાનું કામ અમે શા માટે કરીએ છીએ? ૨૯૭. શઠકોપ નામ, કંજર, મુનિવાહન, ભંગી, યાવનાચાર્ય, યવન કુલોત્પન્ન ૨૯૯." મંદમતિ, ૩૦૨. "અંધા, ધૂતારા, ૩૦૫ ભઠિયારાના ટટ્ટુ, કુંભારના ગધેડા, દુષ્ટ." પૃષ્ટ ૩૧૨. "ઠગોના જેવા, નિર્બુદ્ધિ, અનાથોનો માલ મારીને મોજ કરે છે." એ આંધળા લોકો ગાડરની પેઠે એકની પાછળ બીજા ચાલે છે, અને કૂવા–ખાડામાં પડે છે." ૩૧૬. "મહંત, પૂજારી, પંડયા, આંખના અંધા અને ગાંઠના પૂરાઓથી માલ લઇને વિષયાનંદ કરે છે." ૩૨૨. "એવા ગુરૂ અને ચેલાઓના મોઢાપર ધૂળ અને રાખ પડો. ગાડરીઆ ગુરૂ." પૃષ્ટ ૩૨૬. "ભાગવતના બનાવવા વાળા લાલબુઝક્કડ! તને શું કહેવું? એવી ખોટી વાતો લખવામાં તને જરા પણ લાજ અને શરમ ન થઈ? તદ્દન આંધળોજ બની ગયો? ભલા, એ મહા જૂઠી વાતોને તે અંધા પોપ અને અંદરની ફૂટેલી આંખોવાળા એના ચેલા સાંભળે અને માને છે, તે માણુસ છે? કે બીજા કોઈ? એ ભાગવતાદિ પુરાણોના બનાવવા વાળા જન્મતાંજ ગર્ભમાં કેમ નાશ ન થઇ ગયા? અથવા જ-

ન્મતી વખતજ મરી કેમ ન ગયા ?" ૩૩૦. કહો, પોપજી ? તમે ભાટ અને ખુશામદિયા ચારણોથી પણ વધારે ગપ્પી છે। કે નહિ ? તમને સત્ય અને ધર્મથી શું પ્રયોજન છે ? તમને તો પોતાના સ્વાર્થથીજ કામ છે ? ભાંગના લોટા ચડાવીને પોતાનો જન્મ સૃષ્ટિ વિરૂદ્ધ કથન કરવામાંજ નાશ કર્યો." ૩૬૧ "શું અસંભવ કથાના ગપ્પોડા ભાંગની લહેરમાં ઉડાવ્યા કે જેનું ઠર ન ઠેકાણું ?!" ૩૩૨. "ભાગવતાદિ પુરાણ બનાવવાવાળા પોપજીની છાતી ઉપર ઠડ લગ્યા હશે. એ પણ બીજા ગપોડાનો ભાઈ ગપોડાજ છે. કોઈ ભાગવત સાંભળવા કે વાંચવા વાળાને પકડીને ડુંગર ઉપરથી ફગાવે તો તેને કોઇ બચાવે નહિ, ચૂરે ચૂરા થઈને મરીજ જાય." ૩૩૩. "એ વાતને જે સાચી માને, તેને પણ થાંભલાની સાથે ભેટાવી દેવો જોઇએ, જો તે બળે નહિ તો સમજવું કે તે પણ નહિ બળ્યો હોય ?" ૩૩૪. (લોઢાના થાંભલાને અગ્નિમાં તપાવવો અને તેનાપર કીડીઓનું ચાલવું, ભાગવતમાં કયાંય પણ નથી. તેથી એ વાતને કોઇ બુદ્ધિમાન સાચી માનતા નથી. દયાનંદ તે સત્ય જાણતા હતા, અથવા જે દયાનંદીઓ સાચી જાણતા હોય, તેમને થાંભલાની સાથે લગાડીને પરીક્ષા કરવી જોઇએ.) એ નિર્દય ફસાઇને લખતી વખત મનમાં કાંઈ પણ દયા ન આવી. એ પ્રમાદીઓના કહેવા કે લખવાનું કોઇ પણ પ્રમાણ કરે નહિ. ૩૪૫. "જેવા વામમાર્ગી ભ્રાંત છે, તેવા શૈવ પણ છે." ૩૫૦. "લૂટારા, ચોર, પરિકાલ." ૩૫૧. "શરીરમાં જે કાંઇ મળ મૂત્રાદિ છે, તે પણ ગુસાંઇને કેમ અર્પણ થતું નથી ?" ૪૬૪. "ગોસાંઈઓનો પુષ્ટિમાર્ગ નથી, પરંતુ કુષ્ટિમાર્ગ છે ? બિચારા ભોળા ભટાક માણસોને જાળમાં ફસાવ્યા છે." પૃષ્ટ ૩૬૬. "તમેજ

કળિયુગની મૂર્ત્તિઓ બની રહ્યા છે.” ૩૮૫. “ ભાંડ, ધૂર્ત્ત, નિશાચરવત્ મહીધરાદિ ટીકાકાર થયા છે. એઓને રાક્ષસ કહેવા ઉચિત છે.” ૪૦૨. “બધાથી વૈર, વિરોધ, નિંદાદિ દુષ્ટ કર્મરૂપ સમુદ્રમાં બુડાવવાવાળો જૈનમાર્ગ છે. જેવા જૈન લોકો બધાના નિંદક છે, તેવા બીજા કોઇ પણ મતવાળા મહાનિંદક અને અધર્મી નહિ હોય. એ વાત બોર વેચવાવાળી કુંજડીના જેવી છે. પોતાના ખાટા બોરને મીઠા અને બીજાના મીઠા બોરને પણ ખાટા અને નકામા બતાવે છે, એ રીતે જૈનોની વાત છે. એ લોકો પોતાના મતથી જૂદા મતવાળાની સેવામાં મોટું પાપ ગણે છે. જૈનોના જેવા કઠોર, ભ્રાંત, દ્વેષી, નિંદક, અને ભૂલા પડેલા, બીજા કોઈ પણ મતવાળા નહિ હોય.” ૪૩૧. “ જેવા દ્વેષમૂર્ત્તિ જૈન લોકો છે, તેવા બીજા થોડાજ હશે.” ૪૩૯. “ પાખડોનું મૂળ પણ જૈન લોકો છે, તેવા બીજા થોડાજ હશે.” ૪૩૯. “ પાખંડોનું મૂળ પણ જૈન મત જ છે.” ૪૪૦. “ એ પુસ્તક ખ્રિસ્તીઓનું છે, અને ઇશા પરમેશ્વરનો પુત્ર, જેણે તે બનાવ્યું છે. તે સેતાન હોય તો હોય.” ૫૦૫. “ ચોહાન વગેરે બધા જંગલી મનુષ્યો હતા.” ૫૦૯. વગેરે.

(૧૪૧). પૃષ્ટ ૪૩૩ માં લખ્યું છે કે–“ કોઇનો ઉપવાસ સત્ય નથી.” ઇત્યાદિ. ત્યારે સંવત્ ૧૯૩૩ ની છપાવેલી **સંસ્કાર વિધિના** પૃષ્ટ ૫૬ માં યજ્ઞોપવિત લેવાવાળા બાળક માટે ત્રણ ઉપવાસની આજ્ઞા શા માટે લખી ?

(૧૪૨). પૃષ્ટ ૪૫૨ માં લખ્યું છે કે–“ બીજા મતવાળાઓની નિંદા અને અનુપકાર કરવો, એ શું થોડું પાપ છે ? ઇત્યાદિ” ખુદ દયાનંદે મરણ સૂધી બીજા મતવાળાઓની પેટ

ભરીને નિંદા કરી અને તેના મતાનુયાયીઓ કરે છે, તેથી તેઓ મોટા પાપી થયા કે નહિ?

( ૧૪૩ ). પૃષ્ટ ૪૬૦ માં ભૂગોળનો પરીઘ ૧૫૦૦૦ લખ્યો, તેનું પ્રમાણ સત્ય શાસ્ત્રાનુસાર જોઇએ.

( ૧૪૪ ). પૃષ્ટ ૪૬૦ માં લખ્યું છે કે–"જે પોતે જૂઠો હોય, અને બીજાને જૂઠામાં ચલાવે, તેને સેતાન કહેવો જોઇએ" (ઇત્યાદિ અમે દયાનંદનાં અનેક જૂઠાણાં સારી રીતે સિદ્ધ કરી આપ્યાં છે, તો તેથી તે પોતે જુઠો અને બીજાઓને જૂઠા માર્ગમાં ચલાવવા વાળો થયો છે; તો તેને પોતાને શું કહેવો જોઇએ?

( ૧૪૫ ). પૃષ્ટ ૪૭૭ માં "( પ્રશ્ન ) બાળવાથી પણ દુ-ર્ગંધ થાય છે? ( ઉત્તર ) જો વિધિ વિના બાળે તો થોડોક દુર્ગંધ નીકળે છે. ૦૦૦ અને જો વિધિપૂર્વક કે જેમ વેદમાં લખ્યું છે, વેદી મુડદાના ત્રણ હાથ ઉંડી, સાડા ત્રણ હાથ પ-હોળી, પાંચ હાથ લાંબી, તળીઆમાં દોઢવેંત અર્થાત્ ચડા ઉતાર ખોદીને શરીરના વજનની બરાબર તેમાં ઘી તેમાં એક શેરમાં રતિભાર કસ્તુરી, માસાભાર કેસર નાંખી, ઓછામાં ઓછું અડધો મણ ચંદન, વધારે ગમે તેટલું લે, અગર, તગર, કપૂર વગેરે અને ખાખરા વગેરેનાં લાકડાંની વેદી ખડકીને તેપર મુડદું રાખીને ફરી ચારે તરફ વેદીના મુખથી એક એક વેંત સુધી ભરીને ઘીની આહૂતી આપીને બાળવાનું લખ્યું છે. એ રીતે અગ્નિદાહ કરવામાં આવે તો કાંઈ પણ દુર્ગંધ નીકળે નહિ" ૦૦૦ "અને જો નિર્ધન હોય તો પણ ૨૦ શેરથી ઓછું ઘી ચિતામાં નાખે નહિ. ગમે તો તે ભીખ માગીને અથવા જ્ઞાતી વાળા પાસેથી લઈને કિંવા રાજથી મેળવતાં પ્રાપ્ત થાય તો પણ એ રીતેજ દાહ કરવો." ઇત્યાદિ.

અમે પૂરેપૂરા અને ચુસ્ત દયાનંદી વિદ્વાનને જાહેર કરીએ છીએ કે જે કોઈ સ્વામીજીને વેદજ્ઞ તથા સત્યવક્તા જાણતો હોય, તે એમના ઉપલા લેખને વેદથી યથાવત્ તેવો સિદ્ધ કરી બતાવે, નહિ તો તેને જૂઠો જાણે. વળી દયાનંદજીનો ઉપલો અંક ૧૪૪ વાળો લેખ સાચો જાણે. ( કે જે પોતે જૂઠો હોય ને બીજાને જૂઠામાં ચલાવે, તેને સેતાન કહેવો જોઇએ. ” ) અમે પ્રતિજ્ઞા પૂર્વક કહીએ છીએ કે વેદમાં સ્વામીના લેખ પ્રમાણેની વ્યાખ્યા ક્યાંય પણ નથી. એ કેવળ એમની કપોળ કલ્પના છે. એજ **સત્યાર્થ પ્રકાશના** પૃષ્ઠ ૪૬૧ માં સ્વામીજીનો લેખ છે કે “ એક હાંડલીમાં ચડતા ચોખામાંથી એક દાણાની પરીક્ષા કરવાથી તે કાચા છે કે રંધાઇ ગયા છે ? તે બધા ચોખાને માટે જણાઇ આવે છે. ” એજ ન્યાયથી જ્યારે તેમનો ઉપલો ( અગ્નિ સંસ્કાર વિધિનો ) લેખ, કપોળ કલ્પિત અને જૂઠો છે, ત્યારે સ્વામીજીના તમામ લેખો એવાજ સમજવા જોઇએ.

( ૧૪૬ ). પૃષ્ઠ ૫૦૧ માં લખે છે કે “ જ્યારે મુસલમાન લોક * * * પૂર્વ જન્મના કરેલાં પાપ પુણ્યને માનતા નથી; * * * ત્યારે પાપ પુણ્યવિના સુખ દુઃખ આપવાં, એ કેવળ અન્યાયની વાત છે. ” પૃષ્ઠ ૫૫ માં પણ એજ અભિપ્રાય લખ્યો છે. મુંડક ઉપનિષદ અને વેદાંત શાસ્ત્રમાં સ્પષ્ટ લખ્યું છે કે “ મુક્ત જીવોના પૂર્વકૃત પાપપુણ્ય બાકી રહેતાં નથી. ” ત્યારે વળી દયાનંદજીનું મુક્તિથી બંધનમાં આવવું અને સુખ દુઃખ ભોગવવાં, એ મુસલમાનોની પેઠેજ અન્યાયની વાત છે કે નહિ ? ! વાહરે ! બુદ્ધિ ! જે વાતનો બીજાઓ ઉપર આક્ષેપ કર્યો છે, તેજ પોતે શાસ્ત્ર વિરૂદ્ધ છતાં માની લીધું ? એનાથી વધારે મૂર્ખતા બીજી કઇ હશે ?

(૧૪૭). પૃષ્ટ ૫૨૭ માં લખ્યું છે કે—" કોઇ પણ જીવ અનંત પાપ પુણ્ય કરવાનું સામર્થ્ય ધરાવતો નથી." ઇત્યાદિ સમગ્ર જીવોનાં પાપ પુણ્ય વાસ્તવિક રીતે અનંત જ છે. જ્યારે કે જીવ પોતાના સ્વરૂપથી અનાદિ છે, અને તેના કર્મ પ્રવાહથી પણ અનાદિ છે. ત્યારે કોઇ મોટો અજ્ઞાનીજ તેના પાપ પુણ્ય રૂપ કર્મોને અનંત નહિ કહે ?

(૧૪૮). પૃષ્ટ ૫૨૮ માં લખ્યું કે—" જો વિચારીને જોઇએ છીએ તો તમામ મત—પંથવાળાઓમાં જૂઠાણુંજ મળી આવે છે, અને જે સત્ય છે તે સર્વમાં એક સરખું—સમાન છે; એ બધા ઝગડા મૂર્ખતાનાજ છે." ઇત્યાદિ લખ્યો, ભાઇ દયાનંદીઓ ! તમારા ગુરૂજીના લેખ મુજબ જ્યારે " તમામ મતવાળાઓમાં જૂઠાણુંજ મળી આવે છે, તો પછી તમારા પોતાના મતમાં પણ જૂઠાણું કેમ નથી ? અને જે સત્ય છે, તે સર્વમાં એક સરખુંજ છે; ત્યારે પછી તમારા પોતામાં શી વિશેષતા છે ? હવે તમે જે પોતાના મતની પ્રશંસા અને બીજાઓની નિંદા કરવાનું બીડું ઉપાડીને લડાઇઓ કરતા ફરો છો, તેને તમારા સ્વામીજીજ **મૂર્ખતા** કહે છે. માટે હવે વાદવિવાદને છોડી બાવાજીના કપોલકલ્પિત નવીન મતથી મોઢું ફેરવો. પૃષ્ટ ૫૫૧ માં પણ તમારા ગુરૂજી કહે છે કે " અને જે મત મતાંતરના એક બીજાથી વિરૂદ્ધ ઝગડા છે, તેને હું પસંદ કરતો નથી." ત્યારે તમે મતમતાંતરના એક બીજા વિરૂદ્ધ ઝઘડા કરીને તેને અપ્રસન્ન કેમ કરો છો ? વળી ઉપરના લેખથી તો વેદમાં પણ જૂઠાણું સિદ્ધ થઇ ગયું ! તે તમને જ મુબારક હો ! અમે તો સ્વપ્નામાં પણ એમ નહિ કહીએ. હવે કહો કે અહીં

તેણે વેદની નિંદા કરી છે કે નહિ? અને વેદની નિંદાકરવાવાળાને તેણે નાસ્તિક લખ્યા કે નહિ?

(૧૪૯). પૃષ્ઠ ૫૩૧ માં લખ્યું છે કે—"જેને તમે મૂર્ત્તિપૂજક સમજો છો, તે પણ તે તે મૂર્ત્તિઓને ઇશ્વર સમજતા નથી; પરંતુ તેની સમક્ષ પરમેશ્વરની ભક્તિ કરે છે." ઇત્યાદિ કેમ, ભાઇ સમાજસ્થ પુરૂષો! દયાનંદજીનો આ લેખ સાચો છે કે જૂઠો? જો સત્ય કહેતા હો તો મૂર્ત્તિપૂજક લોકો મૂર્ત્તિઓને ઇશ્વર સમજતા નથી, પણ તેની સમક્ષ પરમેશ્વરની ભક્તિ કરે છે; તેથી તમારૂં મૂર્ત્તિઓનું ખંડન કરવાનું કામ તમારા ગુરૂના લખવા પ્રમાણે લોકોને પરમેશ્વરની ભક્તિથી પાછા હટાવવાનું છે; અને જો દયાનંદજીનો મજકુર લેખ જૂઠો સમજતા હો તો તેનું સારી રીતે ખંડન કરો.

(૧૫૦). પૃષ્ઠ ૫૩૪ માં લખ્યું—"દિવસે ન ખાવું, અને રાત્રે ખાવું, એ સૃષ્ટિના ક્રમથી વિરૂદ્ધ છે." ઇત્યાદિ વળી પૃષ્ઠ ૨૧૯ માં લખ્યું છે કે—"આજ સૂધી કોઈ પણ સૃષ્ટિના ક્રમને બદલાવવા વાળો થયો નથી, અને થશે પણ નહિ." એ પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ લખવું, એ બુદ્ધિમાનોનું કામ છે કે મૂર્ખાઓનું?

(૧૫૧). પૃષ્ઠ ૫૪૬ માં લખ્યું—"જે બીજાઓના મતો કે જેમાં હજારો—કરોડો મનુષ્યો છે, તેને જૂઠા કહે, અને પોતાના મતને સાચો માને; તેનાથી વિશેષ બીજો જૂઠો મત કયો હોઇ શકે છે.?" એજ ન્યાયથી દયાનંદજીનો પોતાનોજ મત જૂઠો છે, બીજા સર્વ મતો સાચા છે, કેમકે તેમને માનનારા કરોડો મનુષ્યો છે જ.

(૧૫૨). પૃષ્ઠ ૫૫૬ માં લખ્યું છે "મુક્ત જીવો સદા સુખ ભોગવશે તો તે સુખ પણ તેમને દુઃખરૂપ થઇ પડશે.

એટલા માટે પુનર્જન્મ પામવોજ સાચો સિદ્ધાંત છે.” ઇત્યાદિ હવે જુઓ કે કોઈ પણ જીવ સુખમાંથી દુઃખની પ્રાપ્તિની ઇચ્છા ક્યારે પણ કરતો નથી. હમેશા પાલખીમાં બેસીને વિચરવાવાળો ભોઇ બની પાલખી ઉપાડવાની ઇચ્છા કયારે પણ કરતો નથી. ઇત્યાદિ.

(૧૫૩). પૃષ્ટ ૫૮૬ માં “ न हि सत्यात्परो धर्मः” એ શ્લોકના ચરણને ઉપનિષદ્‌ના નામથી લખ્યું છે પણ તે દશે ઉપનિષદમાં કયાંય નથી.

(૧૫૪). પૃષ્ટ ૫૮૮ માં લખ્યું છે કે–“ હું અવિદ્વાનોને અસુર, પાપિયોને રાક્ષસ અને અવિચારીઓને પિશાચ માનું છું.” ઇત્યાદિ સ્વામીજીનું પોતાનું અવિદ્વાન્ હોવું, તેમના શાસ્ત્રવિરૂદ્ધ અશુદ્ધ, અસંભવિત અને અસમંજસાદિ લેખોથી સારી રીતે જાહેર થયું છે અને સમાજોમાં ઘણાક અવિદ્વાન્, પાપ કર્મ કરવાવાળા, અને અનાચારી હશે. તેમને સમાજી લોકો શું માને છે? અસુર, રાક્ષસ કે પિશાચ?

